# HISTORY OF INDIA.



COMPILED BY

MANEKJI HORMASJI KANGA

ASSISTANT MASTER, ELPHINSTONE HIGH SCHOOL.

**Second Edition.**

BOMBAY:

PRINTED AT THE "NIRNAYA-SÂGARA" PRESS.

1888.



*Price* 8 *Annas.*

# હિંદુસ્તાનનો ઇતિહાસ.



બનાવનાર

માણેકજી હોરમસજી કાંગા

એસિસ્ટંટ માસ્તર, એલ્ફિન્સ્ટન હાઈ સ્કુલ.

બીજી આવૃત્તિ.

મુંબઈ:

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યો છે.

સને ૧૮૮૮.



કિંમત આઠ આના.

# પ્રસ્તાવના.

આ ઈતિહાસની પેહેલી આવૃત્તિ થોડા વખતમાં ખપી ગયાથી આ બીજી આવૃત્તિ સુધારા તથા વધારા સાથ બાહેર પાડી છે.

જે શિક્ષકોએ આ ઈતિહાસ પોતાના તાબાની નિશાળોમાં દાખલ કરી એને પુરતો ઈનસાફ આપ્યો છે તેમનો, તેમજ જે ગૃહસ્થોએ આ ચોપડી માટે સારા વિચાર દર્શાવ્યા છે તેમનો અત્રે ઉપકાર માનુંછું.

મા. હો. કાંગા.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.

## પ્રકરણ ૪ થું.

## પ્રકરણ ૫ મું.



## પ્રકરણ ૬ ઠું.

## પ્રકરણ ૭ મું.



## પ્રકરણ ૮ મું.

## પ્રકરણ ૯ મું.

## પ્રકરણ ૧૦ મું.



## પ્રકરણ ૧૧ મું.



## પ્રકરણ ૧૨ મું.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### બાબ ૧ લો.

હિંદુસ્તાનનો વિસ્તાર પંજાબની ઉત્તરેથી તે કન્યાકુમારી સુધી ૧,૮૦૦ મૈલ કરતાં વધારે, અને તેની પોહોળાઈ આસરે ૧,૫૦૦ મૈલની છે. એની

**હિંદુસ્તાનનો વિસ્તાર અને વસ્તી.**

વસ્તી આસરે સાડી પચીશ કરોડની ગણાયછે. આખા હિંદુસ્તાનના $\frac{2}{3}$ બે તૃત્યાંશ ભાગપર બ્રિટિશ અમલ ચાલેછે, અને બાકીના $\frac{1}{3}$ એક તૃત્યાંશ ભાગપર દેશી રાજાઓ રાજ કરેછે. બ્રિટિશ હિંદુસ્તાનની વસ્તી ૧૯,૯૦,૦૦,૦૦૦ ઓગણીશ કરોડ નેવું લાખની છે, અને તેના ૧૨ ભાગ અથવા પ્રાંત કર્યા

**બ્રિટિશ હિંદુસ્તાનના ૧૨ ભાગ.**

છે:—૧ લો **પંજાબ**, ૨ જો **મુંબઈ**, ૩ જો **બંગાળા**, ૪ થો **મદ્રાસ**, ૫ મો **વાયવ્યખુણાના પ્રાંતો**, ૬ ઠો **અયોધ્યા**, ૭ મો **મધ્ય** પ્રાંત, ૮ મો **બિરાર**, ૯ મો **અજમેર**, ૧૦ મો **કુર્ગ**, ૧૧ મો **બ્રિટિશ** બ્રહ્મ દેશ, ૧૨ મો **આસામ**. આ દરેક પ્રાંત ઉપર એકેકો અમલદાર હોયછે, અને એ સર્વે વાઈસરાયના હાથ નીચે રહી તેના કહ્યાસર અમલ ચલાવેછે. હિંદુસ્તાનમાં મૂળ

**મૂળ વતની.**

વતનીઓ રજપૂતાનામાં જંગલી **ભીલ**, **બંગાળામાં** **સંતાલ**, અને મધ્ય હિંદુસ્તાનમાં **કોંધ** એટલે પર્વતવાસી હતા. આ લોકો પછી આસરે ઇ૦ સ૦ ૩,૦૦૦ વરસ પેહેલાં હિંદુઓના વડાવા, **આર્ય** લોકે મધ્ય **એશિ**આમાંથી આવી હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી એ દેશના પોતે ધણી થયા, અને **વેદધર્મ** દાખલ કર્યો. ઇ૦ સ૦ પેહેલાં ૩૨૭ માં **મહાન સિકંદરે** હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી, તે પેહેલાના ઇતિહાસ વિશે આપણને ઘણી થોડીજ માહેતી છે; અને તે પણ ઘણી સહરાવેલી કથા તેમજ કોતરેલા લેખ તથા શિક્કા પરથી માલમ પડેછે. હિંદુઓના સર્વથી જુના

**હિંદુઓના ચાર વર્ગ.**

ગ્રંથ **વેદ** છે, તેમાં પેહેલા **બ્રાહ્મણ**, બીજા **ક્ષત્રિ**, ત્રીજા **વૈશ્ય**, અને ચોથા **શુદ્ર** એવા તેમના ચાર વર્ગ કર્યાછે. એ પછી **રામાયણ**, **મહાભારત** અને એવાં બીજાં પુસ્તકો

રચાયાં. પુસ્તકો ઉપરથી આપણને માલમ પડેછે કે અસલના વખતમાં પણ હિંદુઓ કાવ્ય, શિલ્પ, જ્યોતિષ, વૈદક ઈત્યાદિ શાસ્ત્રનું જ્ઞાન ધરાવતા. ઇ૦ સ૦ ૬૦૦ વરસ પેહેલાં હિંદુસ્તાનમાં એક બીજો ધર્મ ઉત્પન્ન થયો.

**બૌધ ધર્મ.** એ ધર્મનો સ્થાપનાર **ગૌતમ બૌધ** હતો. એનાં નામ ઉપરથી એ ધર્મનું નામ **બૌધ** ધર્મ પડ્યું. **ગૌતમ** તેમજ તેના ચેલાઓએ એ ધર્મ છેક **સિલોન** (લંકા), **નેપાળ**, **ટિબેટ**, **ચીન**, **શ્યામ**, **બ્રહ્મદેશ**, અને **જાપાન** સુધી ફેલાવ્યો; અને જોકે બ્રાહ્મણોએ તેમના ઉપર હુમલા કરી તેમને નસાડયા, તોપણ હાલ તેમની વસ્તી પચાસ કરોડ ઉપરની ધારવામાં આવેછે. **ગૌતમ** પોતે એક રાજકુંવર હતો. તેણે રાજપાટ સઘળું છોડી દઈ જંગલમાં જઈ વાસો કર્યો, અને તે પોતાની ૮૦ વરસની વયે લોકોમાં બોધ કરી ઇ૦ સ૦ પેહેલાં ૫૪૩ માં મરણ પામ્યો. એ

**જૈન ધર્મ.** પછી **જૈન** ધર્મ ઉત્પન્ન થયો, જે ઉપર કહેલા બન્ને ધર્મોના ચોકસ તત્વ ઉપર રચાયલોછે.

**હિંદુસ્તાન**નો થોડો ભાગ **સમશીતોષ્ણ**માં, અને થોડો ભાગ ઉષ્ણ-કટિબંધમાં આવેલોછે તેથી તે ઘણોજ રસાળ છે; અને આજ કારણને માટે તેની આસપાસના તેમજ દૂર દેશના રાજાઓએ ઘણા અસલના વખતથી આ દેશ પર ચઢાઈઓ કરી હતી.

**હિંદુસ્તાન અને યુરોપ વચ્ચેનો વેપાર.** યુરોપ અને હિંદુસ્તાન વચ્ચેનો જળમાર્ગ શોધી કાઢ્યો તે પેહેલાં ત્યાંનો વેપાર મધ્ય **એશિઆ**માં થઇ જમીન રસ્તે ચાલતો હતો; ત્યાંથી **અરબ** વેપારીઓ જળમાર્ગે **રાતા** સમુદ્ર અને ઇરાની **અખાત**નાં બંદરો સુધી, અને વળી ત્યાંથી **ભૂમધ્યસમુદ્ર**ને માર્ગે **વેનિસ** અને **જિનોઆ**ના લોકો આખા **યુરોપ**માં ચલાવતા.

---

## બાબ ૨ જો.

### અસલના હિંદુ રાજ્ય કરતાં કુટુંબો તથા તેમના મૂલકો.

**કૌરવ તથા પાંડવ. પાણીપતની લડાઈ ઇ૦ સ૦ પૂ૦ ૫૦૦૦.** ૧ લું—**હસ્તિનાપુર**—જે **દિલ્હી**થી આસરે ૬૦ મૈલ દૂર ધારવામાં આવેછે, ત્યાં **પાંડવ** રાજ્ય કરતા હતા. તેમની સાથે **કૌરવ** કુટુંબે કોઈ જગ્યાના વાંધાને લીધે આસરે ઇ૦ સ૦ પૂ૦ ૫૦૦૦ વરસપર **પાણીપત**ના મેદાનમાં લડાઇ ચલાવી હતી. પાંડવના વંશે પછી **દિલ્હી**માં રાજ કર્યું હતું, એવું ધારવામાં આવેછે.

**મગધ પ્રાંત.** ૨ જું—**મગધ** ( હાલ જેને **બહાર** પ્રાંત કહીએ છીએ ) ત્યાં **ચંદ્રગુપ્ત**ના પૂર્વજો રાજ્ય કરી ગયા. આ વંશનાં રાજ્યમાં **બૌધ** ધર્મનો ફેલાવો થયો.

૩ જું—ગુજરાતમાં **કૃષ્ણે** રાજ્ય ચલાવ્યું, જે **પાંડવ**નો મિત્ર અને મદદગાર હતો.

**વિક્રમાદિત્ય ઇ. સ. પૂ. ૫૭.** ૪ થું—**માળવા**માં ઉજ્જયણનો રાજા **વિક્રમાદિત્ય** ઇ. સ. પૂ. ૫૭ માં રાજ્ય કરી ગયો. એના વખતથી હિંદુ સંવત્ ગણાયછે. આ પછી ઇ. સ. ૭૮ માં હિંદુ રાજા **શાલિવાહન શક** લોકની સામો થયો, અને તેણે એક બીજો સન સ્થાપ્યો.

૫ મું—**અયોધ્યા**માં **ચંદ્ર** તથા **સૂર્ય** વંશના રાજાઓ રાજ્ય કરી ગયા. પેહેલા વંશને **ક્ષત્રિ**ની, અને બીજાને **બ્રાહ્મણો**ની મદદ હતી.

૬ ઠું—**મુંબઈ**ની વાયવ્યકોણ તરફ **શાહકુળ**ના રાજા રાજ્ય કરી ગયા ઈ. સ. ૬૦-૨૩૫.

**વલ્લભીરાજા.** ૭ મું—**કચ્છ** અને તેની આસપાસની જગ્યામાં **વલ્લભી** રાજાઓએ રાજ્ય કર્યું.

**ચેરા વંશ.** ૮ મું—**મલબાર** અને **ત્રાવણકોર**માં **ચેરા** વંશે રાજ્ય કર્યું.

આ શિવાય બીજાં ઘણાંક હિંદુ રાજ્યો હતાં, જેને વિશે આપણે ચોકસ કહી શકતા નથી.

---

# પ્રકરણ ૨ જું.

## મુસલમાની રાજ્ય પેહેલાં પરદેશી હુમલાઃ—

**સેમિરેમિસ ઇ.સ. પૂ. ૨૦૦૦.** એવું ધારવામાં આવેછે કે ઇ. સ. પૂ. સુમારે ૨૦૦૦ વરસ ઉપર **એસિરિઆ**ની રાણી **સેમિરેમિસે** અને ઇ. સ. પૂ. ૧૩૦૮ માં **મિસર** દેશના રાજા **સિસોસ્ત્રિસ ઇ.સ. પૂ. ૧૩૦૮.** **સિસોસ્ત્રિસે** હિંદુસ્તાનપર ચઢાઇ કરી હતી; પણ તેઓએ કોઇપણ જગ્યાપર સત્તા ચલાવી હોય એવું જણાતું નથી.

**દારાની ચઢાઇ ઇ.સ.પૂ.૫૧૮.** ત્રીજી માનવાજોગ ચઢાઈ પારસી રાજા **દારા** (ડરાયસ) એ ઇ. સ. પૂ. ૫૧૮ માં કરી. તેણે **સિંધુ** નદીના કાંઠા ઉપરનો દેશ જીતી લેઈ ત્યાં અમલ ચલાવવાને એક હાકેમ નિમ્યો. દારા રાજા હિંદુસ્તાનમાંથી પુષ્કળ દ્રવ્ય અને સોનું લઈ ગયો.

**મહાન સિકંદરની ચઢાઇ ઇ. સ. પૂ. ૩૨૭.**

ચોથી સ્વારી ગ્રીસ દેશના રાજા મહાન સિકંદરે ઈ. સ. પૂ. ૩૨૭ માં કરી. એની સામે પંજાબનો પોરસ રાજા થયો, પણ તે જેલમ નદીને કાંઠે હારી ગયો અને તેનો કુંવર માર્યો ગયો. સિકંદર ઇ. સ. પૂ. ૩૨૩ માં મરણ પામ્યો, ત્યારે તેનાં ઓહોળાં રાજ્યના ભાગ થયા, જેમાં એનાં લશ્કરના સરદાર સેલ્યુકસને હિસ્સે બાકટ્રિયા અને હિંદુસ્તાન આવ્યાં.

**સેલ્યુકસ ઇ. સ. પૂ. ૩૧૨.**

સેલ્યુકસ હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે મગધનો રાજા ચંદ્રગુપ્ત તેની સામે થયો (ઇ. સ. પૂ. ૩૧૨), પણ થોડા વખતમાં એ બન્ને રાજાઓ વચ્ચે સંધિ થઈ, અને સેલ્યુકસે પોતાની દીકરી ચંદ્રગુપ્ત સાથે પરણાવી. આ પછી ગ્રીક લોકો પોતાની સત્તા વધારી શકયા નહીં. સેલ્યુકસના પૌત્ર એન્ટિઓકસે પણ ચંદ્રગુપ્તના પૌત્ર અસોક જોડે સંધિ કરી. આ અસોક રાજાએ બૌધ ધર્મનો બહુ ફેલાવો કર્યો હતો. એની પછી રફતે રફતે જે થોડી જગ્યા તેમના હાથમાં હતી તે સઘળી તેઓ ખોઇ બેઠા.

**એન્ટિઓકસ.**

---

# પ્રકરણ ૩ જું.

## હિંદુસ્તાનપર મુસલમાન રાજાઓના હુમલા તથા તેમની કારકીર્દિ.

હજરત મહમદ ઈ. સ. ૫૭૦ માં મક્કામાં જન્મ્યો હતો, અને તે મુસલમાન ધર્મનો સ્થાપનાર હતો. એણે પોતાનો ધર્મ આખા અર્બસ્તાનમાં ફેલાવ્યો, અને ઈ. સ. ૬૩૨ માં એના મરણ પછી એના ખલીફાઓએ એ ધર્મ સિરિઆ, મિસર, ઇરાન, તુર્કસ્તાન અને અફગાનસ્તાનમાં પ્રસાર કર્યો.

**ઓસમાને કાફલો મોકલ્યો ૬૪૭.**

મહમદના મરણ પછી ૧૫ વરસે ઓસમાન નામના એક અરબે થાણા અને મુંબઈના કિનારા ઉપર એક દરિઆઈ કાફલો. લૂટ મેળવવામાટે મોકલ્યો, પરંતુ તેમાં તેનું કાંઈ વળ્યું નહીં.

**મહમદ કાસિમે સિંધપર ચઢાઇ કરી ઇ. સ. ૭૧૨.**

ઇ. સ. ૬૬૪ માં અરબ લોકો કાબુલ સુધી વધ્યા, અને ઇ. સ. ૭૧૨ માં બસરાના હાકેમના ભત્રિજા મહમદ કાસિમે સિંધપર ચઢાઈ કીધી. આ વખતે સિંધમાં દાહીર નામે રાજા રાજ્ય કરતો હતો, અને તેની રાજ્યધાનીનું નામ દેવલનગર જેને હાલ કરાંચી કહેછે તે હતું એ

રાજાને કાસિમે હરાવી આખો સિંધ પ્રાંત જીતી લીધો, અને ત્યાંની વસ્તીનો નાશ કર્યો. દાહીર પણ લડતાં માર્યો ગયો. કાસિમની આ ફતેહ થયા છતાં તેની સત્તા નામનીજ રહી, અને થોડા વખતમાં તે જગ્યા રજપૂત લોકોએ પાછી જીતી લીધી. હિંદુસ્તાનમાં જે મુસલમાન વંશે રાજ્યનો પાયો નાંખ્યો, અથવા જીતો મેળવીને પોતાની ખરી રાજ્યસત્તા સ્થાપી, તે ગિઝની વંશ હતો.

## ગિઝની વંશની સ્થાપના.

**અલપ્તગીન ૯૭૬.**

ઈ. સનની નવમી સદીમાં **સેમે**નીસ નામે ઓળખાતો તાતાર વંશ **ખો**રાસાનમાં રાજ્ય કરતો હતો, અને તેમનું પાયતખ્ત **બો**ખારા હતું. આ વંશના પાંચમા રાજાનો **અલપ્તગીન** નામે એક તુર્કી ગુલામ હતો, જે પાછળથી **ખોરાસાનનો** હાકેમ **થયો;** પણ રાજાનો કાળ થયાથી એ **ગિ**ઝનીમાં નાહાસી ગયો, જ્યાં તે ઈ. સ. ૯૭૬ માં સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો. એની પછી એનો ગુલામ તેમજ જમાઈ **સબક્તગીન** ગિઝનીના રાજ્યનો ધણી થયો. એણે **બલૂચિસ્તાન, તુર્ક**સ્તાન વગેરે મૂલકો જીતી પોતાનું રાજ્ય વધાર્યું. આથી **લાહોરના રાજા** જયપાળે એની ઉપર **પેશાવર** આગળ ઇ. સ. ૯૭૭ માં હુમલો કર્યો, પણ ત્યાંથી હાર ખાઈ તેને પાછું ફરવું પડ્યું. **સબક્તગીન** હવે જયપાળ ઉપર વેર લેવાને પંજાબ ઉપર ચઢી આવ્યો. જયપાળની મદદે **દિલ્હી, કનોજ, કલિંજર અને અજમેરના** રાજાઓ આવ્યા હતા, પરંતુ તેમનો પરાભવ થયો. **સબક્તગીને સિંધુ** નદી આગળની કેટલીક જગ્યા જીતી લીધી, અને પુષ્કળ લૂટ મેળવી પાછો ગયો. **સબક્તગીન** ઇ. સ. ૯૯૭ માં મરણ પામ્યો, અને એની પાછળ એનો છોકરો **મહમદ** પોતાની ૩૦ વરસની વયે ગાદીએ બેઠો.

**પેશાવર આગળ લડાઇ ૯૭૭.**

---

## બાબ ૨ જો.

**મહમદ ગિઝનવી ૯૯૭-૧૦૩૦.**

**મહમદ ગિઝનવી ૯૯૭–૧૦૩૦.**—મહમદ પોતાના બાપની સાથે જયપાળ અને તેના મળતીઆઓ સામો ઘણી બાહાદુરીથી લડ્યો હતો. એના બાપના મરણ પછી એણે "સુલતાન" પદ ધારણ કર્યું. લૂટ મેળવવાના તથા પોતાનો ધર્મ હિંદુસ્તાનમાં ફેલાવવાના વિચારથી એણે આ દેશપર ૧૨ સ્વારીઓ કરી. એ સ્વારીઓમાં એણે પુષ્કળ દોલત મેળવી, લાખોના જાન લીધા, અને લાખોને મુસલમાન કરી ગુલામ તરીકે વેચ્યા.

**પેહેલી સ્વારી ૧૦૦૧ જયપાળ ઉપર.**

પેહેલી સ્વારી ૧૦૦૧ માં—એણે **લાહોર**ના રાજા જયપાળ ઉપર કરી અને તેને **પેશાવર** આગળ હરાવી પકડ્યો. જયપાળે તેને ખંડણી આપવા કબુલ કરી ત્યારે તેને છોડ્યો. જયપાળ આગલી તેમજ આ હારથી જે અપમાન પામ્યો હતો તે ન સહન થવાથી પોતાની ગાદીપર પોતાના છોકરા **અ**નંગપાળને બેસાડી પોતે બળી મૂઓ.

**બીજી સ્વારી ૧૦૦૪–ભાટીઆના રાજા પર.**

બીજી સ્વારી ૧૦૦૪ માં—એણે **મુ**લતાન પાસે **ભા**ટીઆના રાજા **વિ**જયરાય ઉપર કરી અને તેને હરાવ્યો, કારણ કે એ રાજા ખંડણી અટકાવી બેઠો હતો.

**ત્રીજી સ્વારી ૧૦૦૫–અબદુલ ફ઼તલોદી પર.**

ત્રીજી સ્વારી ૧૦૦૫ માં—આ સ્વારી એણે મુલતાનના સરદાર **અ**બદુલ **ફ઼**તલોદી સામે કરી તેને હરાવ્યો.

**ચોથી સ્વારી ૧૦૦૮–અનંગપાળ પર.**

ચોથી સ્વારી ૧૦૦૮ માં—આ ચઢાઈ મહમદે લાહોરના રાજા **જ**યપાળના છોકરા **અ**નંગપાળ સામે કરી. એ રાજા **દિ**લ્હી, **ક**લિંજર, **ક**નોજ અને બીજા રજપૂત રાજાઓ સાથે મળી જઈ સામો લડવા ગયો, પણ **વૈ**હિંદગઢ આગળ હાર્યો. આ પછી મહમદે **ન**ગરકોટનું દેહેરૂં લૂટ્યું, જ્યાંથી પુષ્કળ દ્રવ્ય એને મળ્યું.

**પાંચમી સ્વારી ૧૦૧૦–મુલતાન પર.**

પાંચમી સ્વારી ૧૦૧૦ માં—આ સ્વારીમાં એણે **મુ**લતાન જીતી લીધું, અને ત્યાંના સરદાર **અ**બદુલ **ફ઼**તલોદીને કેદ કીધો.

**છઠ્ઠી સ્વારી ૧૦૧૧–થાણેશ્વર પર.**

છઠ્ઠી સ્વારી ૧૦૧૧ માં—સરસ્વતી અને જમના નદીની વચ્ચે **થાણે**શ્વરપર કરી અને હજારો હિંદુઓને કેદ કરી ગુલામો તરીકે વેચ્યા.

**સાતમી તથા આઠમી સ્વારી ૧૦૧૪–૧૦૧૫. કાશ્મીર પર.**

સાતમી તથા આઠમી સ્વારી ૧૦૧૪–૧૦૧૫ માં—આ વખતે મહમદ ગિઝનવીએ **કા**શ્મીર ઉપર ચઢાઇ કરી પણ તેમાં એને સખત હાની થઇ અને માર ખાઇ પાછું જવું પડ્યું.

**નવમી સ્વારી ૧૦૧૯–કનોજ પર.**

નવમી સ્વારી ૧૦૧૯ માં—આ સ્વારી એણે **ક**નોજ ઉપર કરી. ત્યાંનો રાજા એની સામે લડ્યો નહીં, પણ એને તાબે થઈ દ્રવ્ય આપ્યું, તેથી મહમદે તેને

કાંઈ દુઃખ દીધું નહીં—ત્યાંથી મહમદ **મથુરા*** ગયો. આ નગરમાં એણે વીશ દિવસ સુધી લૂટ ચલાવી અને ૫૩,૦૦૦ હિંદુઓને ગુલામ કરી બબ્બે રૂપિએ તેમને વેચ્યા.

**દસમી તથા અગીયારમી સ્વારી ૧૦૨૨-૨૩ કર્લીંજર પર.** દસમી તથા અગીયારમી સ્વારી ૧૦૨૨-૨૩ માં—આ ચઢાઈ એણે કર્લીંજરના રાજા ઉપર કરી. આ વખતે **અ**નંગપાળના છોકરા **જ**યપાળ બીજાએ આ રાજાને મદદ કરી; તેનું પરિણામ એ નિપજ્યું કે મહમદે લાહોર ખાલસા કર્યું, અને ત્યાં રાજ્ય ચલાવવાને એક મુસલમાન સૂબો નિમ્યો. હિંદુસ્તાનમાં મુસલમાન રાજ્યની સ્થાપના આ વખતથી થએલી ગણાય છે. આગળ જો કે મુસલમાનોએ ચઢાઇ કરી ઘણીક જીતો મેળવી હતી ખરી, તોપણ હિંદુસ્તાનની એકે જગ્યાના તેઓ ધણી થયા ન હોતા.

**બારમી સ્વારી ૧૦૨૪-સોમનાથ પર.** બારમી સ્વારી ૧૦૨૪ માં—આ વખતે મહમદે પોતાની છેલ્લી ચઢાઈ ગુજરાતમાં **સો**મનાથપર કરી, અને ત્યાંનું અતિ સુંદર દેહરૂં લૂટ્યું. ત્રણ દિવસ સુધી લડાઈ ચાલી, અને જોકે તેનો બચાવ કરવાને **ચા**મુંડનો પાટવીકુંવર વલ્લભસેન, તેનો ભત્રિજો **ભી**મદેવ, અને બીજા રજપૂત રાજા તથા સરદારો આવ્યા હતા, તોપણ આખરે મહમદ જીત્યો. આ દેહરૂં લગભગ સો વરસ સુધી ભાંગી હાલતમાં પડી રહ્યું. અને પછી કુમારપાળ, જે ૧૧૬૬ માં મરણ પામ્યો, તેણે પાછું સમરાવ્યું.

મહમદની મરજી ગિઝનીની ગાદી પોતાના પુત્ર **મ**સુદને આપી ગુજરાતમાં પોતે રાજ કરવાની હતી; પણ લસ્કરના સરદારોના સમજાવ્યાથી તે વિચાર તેણે છોડી દીધો અને ત્યાં કોઈ પાદશાહી કુટુંબના બ્રાહ્મણને સૂબો ઠરાવી ગિઝની જવા નિકળ્યો. અજમેરનો રાજા એક મોટાં લસ્કર સહિત રસ્તો રોકી બેઠો છે તે સાંભળીને તેની સામે ન થતાં મહમદે સિંધનો રસ્તો લીધો. લસ્કરને રસ્તો દેખાડનાર ભોમીયાનો વેષ ધારણ કરી આવનાર સોમનાથનો કોઇ બ્રાહ્મણ હતો. તેણે મુસલમાનોપર વેર લેવાને તેમને ત્રણ દિવસ અને રાત રણોમાં રખડાવ્યા જેથી તેમનાં હજારો માણસ ખોરાક અને પાણી ન મળવાથી મરણ પામ્યાં. આખરે ઘણી મુશ્કેલીથી મહમદ ગિઝની જઇ પોહોંચ્યો.

**મહમદ ગિઝનવી મરણ પામ્યો ૧૦૩૦.** મહમદ ગિઝનવી ઈ૦ સ૦ ૧૦૩૦ માં તેની ૬૩ વરસની વયે ગિઝનીમાં મરણ પામ્યો. એણે વિદ્યા અને હુનરને બહુ ઉત્તેજન આપ્યું. એના વખતમાં

* મથુરા—જમના નદીના કિનારાપર, આગ્રાથી ૩૦ મૈલ દૂર.

વિખ્યાત ઈરાની કવિ ફિરદોસી થઈ ગયો. એના મરણ પછી ગિઝનીની ગાદીને માટે એના બે છોકરા—**મહમદ** અને **મસુદ** વઢ્યા, જેમાં મસુદે પોતાના ભાઇને આંધળો કર્યો, અને પછી રાજ્ય કરવા લાગ્યો. મસુદ પછી બીજા કેટલાક રાજાઓ થયા, જેઓ માંહોમાંહે વઢી નાશ પામ્યા, અને પંજાબ શિવાય સઘળી જગ્યા ખોઈ બેઠા. ગિઝનીની ગાદીએ ઇ૦ સ૦ ૧૧૧૫ માં છેલ્લો રાજા **બેરામ** હતો. એણે પોતાની છોકરી **ઘોર**વંશના એક રાજાને પરણાવી હતી. તેમની વચ્ચે કંઈ ભાંજગડ ઉઠવાથી બેરામે પોતાના જમાઈને મારી નાંખ્યો. આથી મરનારના ભાઈ **અ**લાઉદ્દીન ઘોરીએ એનાં રાજ્યમાં મોટાં લશ્કર સાથે કુચ કરી, અને

**ગિઝની બાળી નાંખ્યું ૧૧૫૨.** ગિઝની લૂટી બાળી નાખ્યું ૧૧૫૨. બેરામ હિંદુસ્તાન નાસી આવવા નિકળ્યો, પણ રસ્તામાંજ મરણ પામ્યો.

**ગિઝની વંશની સમાપ્તિ ૧૧૮૬.** બેરામ પછી એના છોકરા ખુશરૂ, અને પછી એના પૌત્ર ખુશરૂ મલેકે લાહોરમાં રાજ્ય કર્યું. આ પછી **અ**લાઉદ્દીન ઘોરીના ભત્રિજા **શાહ**બુદ્દીન અથવા **મ**હમદ **ઘોરી**એ તેના હાથમાંથી **લા**હોર પણ જીતી લીધું. આ પ્રમાણે ગિઝની વંશની સમાપ્તિ થઈ ઇ૦ સ૦ ૧૧૮૬.

---

## બાબ ૩ જો.

## (૨) ઘોરી વંશ ૧૧૮૬-૧૨૦૬.

**મહમદ ઘોરી ૧૧૮૬-૧૨૦૬.** અલાઉદ્દીન ઘોરીના ભત્રિજા **શાહ**બુદ્દીન અથવા **મ**હમદ **ઘોરી**એ ગિઝની વંશના છેલ્લા પાદશાહ ખુશરૂમલેકપર ૧૧૮૬ માં ચઢાઈ કરીને લાહોર જીતી લીધું. આ વખતે હિંદુસ્તાનમાં ચાર મોટાં રજપૂત રાજ્યો હતાં—**દિ**લ્હીમાં **તુ**વાર,

**ચાર રજપૂત રાજ્યો.** **અ**જમેરમાં **ચો**હાણ, **ક**નોજમાં **રા**ઠોડ, અને **ગુ**જરાતમાં **વા**ઘેલા વંશના રજપૂતો રાજ્ય કરતા હતા. દિલ્હીના તુવાર રાજાને કંઈ સંતાન ન હોવાથી તેણે અજમેરના કુંવર **પૃ**થુરાજને દત્તક કરી લીધો, જેથી પૃથુરાજ દિલ્હી તેમજ અજમેરનાં રાજ્યનો ધણી થયો. જ્યારે મહમદ ઘોરીએ દિલ્હી ઉપર ૧૧૯૧ માં ચઢાઇ કરી, ત્યારે આ પૃથુરાજ તેની સામો થયો અને તેને **પાણી**-

**પાણીપતની લડાઇ ૧૧૯૧.** પતના* મેદાનમાં હરાવ્યો. આ પછી રજપૂતો માંહોમાંહે લડી ઘણા નબળા પડી ગયા. **ક**નોજના રા-

---

* પાણીપત—દિલ્હીની ઉત્તરે આસરે ૫૦ મૈલ દૂર.

જાનો કુંવર જયચંદ જે પૃથુરાજનો મસીઆઈ ભાઇ હતો તેણે પૃથુરાજની અદેખાઈ કરી, અને તેની સામે લાંબો વખત સુધી લડયો. મહમદ ઘોરી ૧૧૯૧ માં હાર ખાધા પછી ગિઝની ગયો હતો, તે રજપૂતોને નબળા થઈ ગયલા જોઈ ૧૧૯૩ માં એક મોટાં લશ્કર સહિત પાછો હિંદુસ્તાનપર ચઢી આવ્યો. પૃથુરાજ પાછો એની સામો થયો;

**સ્થાનેશ્વરની લડાઇ ૧૧૯૩.** પણ ૧૧૯૩ માં *સ્થાનેશ્વરના મેદાનમાં એ હારી ગયો ને દુશ્મનના હાથમાં પકડાયો, જેણે એને મારી નંખાવ્યો. ત્યારપછી મહમદે અજમેર લૂટયું, અને એના ગુલામ કુતુબુદ્દીનને ત્યાંનો સૂબો નિમી એ પાછો ગિઝની ગયો. એક વરસ પછી પાછી હિંદુસ્તાન ઉપર એણે ચઢાઇ કરી, અને કનોજ તથા બનારસ જીતી લીધાં. કનોજના રાઠોડ રજપૂતો મારવાડમાં નાસી ગયા અને ત્યાં તેઓએ રાજ્ય ચલાવ્યું. મહમદ ઘોરીએ આ પછી ગુજરાત, અયોધ્યા, બંગાળા, અને બહાર જીતી લીધા. એણે હિંદુસ્તાનપર બધી

**મહમદ ઘોરીનું મરણ ૧૨૦૬.** મળી ૯ સ્વારીઓ કરી. ઇ. સ. ૧૨૦૬ માં ગિઝની જતાં પંજાબની ઉત્તર તરફના ગખકર નામે ઓળખાતી એક પાહાડી જાતના કેટલાક લોકોએ એના તંબુમાં ઘુસી જઈ એને મારી નાંખ્યો. એના મરણથી ઘોરી વંશની સમાપ્તિ થઇ.

---

## બાબ ૪ થો.

## (૩) ગુલામ વંશ ૧૨૦૬–૧૨૯૦.

### કુતુબુદ્દીન ૧૨૦૬–૧૨૧૦.

**કુતુબુદ્દીન ૧૨૦૬–૧૨૧૦.** મહમદ ઘોરીને કંઇ સંતાન ન હોવાથી એના મરણ પછી એના જુદી જુદી જગ્યાએ નિમેલા સૂબાઓ ત્યાંના ધણી થઇ પડયા. તેમાં કુતુબુદ્દીને હિંદુસ્તાનમાં સુલતાન પદ ધારણ કર્યું. એ પ્રથમ મહમદ ઘોરીનો તુર્કી ગુલામ હતો; પરંતુ તેની હોશિયારીને લીધે મહમદે તેને દિલ્હીનો સૂબો બનાવ્યો હતો, જ્યાં તેણે ૨૦ વરસ સુધી ઘણી ચાલાકીથી સૂબા તરીકે હોદ્દો બજાવ્યો, અને સુલતાન તરીકે માત્ર ચાર વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૨૧૦ માં મરણ પામ્યો. એ ઘણો ઉદાર અને માયાળુ રાજા હતો. એણે દિલ્હીમાં કુતુબમિનાર બંધાવ્યો જે હજી દીઠામાં આવેછે. એની

---

* સ્થાનેશ્વર—પાણીપતની ઉત્તરે આસરે ૫૦ મૈલ દૂર.

ઉદારતા એવી હતી કે "કુતુબુદ્દીન જેવો ઉદાર" એવી એક કેહેવત થઈ પડી હતી.

## આરામ ૧૨૧૦–૧૨૧૧.

**આરામ ૧૨૧૦–૧૨૧૧.** **આરામ** કુતુબુદ્દીનનો દીકરો હતો. એનામાં એના બાપ જેવા રાજ્ય ચલાવવાના ગુણો ન હતા, તેથી સૂબાઓએ એની સામે બંડ ઉઠાવ્યાં, અને એના બનેવી **અલ્તમસે** એને પદભ્રષ્ટ કરી એની ગાદી છીનવી લીધી.

## અલ્તમસ ૧૨૧૧–૧૨૩૬.

**અલ્તમસ ૧૨૧૧–૧૨૩૬.** અલ્તમસ કુતુબુદ્દીનનો ગુલામ તથા જમાઇ હતો. ગુલામ વંશમાં એ સર્વથી મોટો રાજા હતો. એણે **બંગાળા**, તથા **સિંધ** મુસલમાન સૂબાઓ પાસેથી જીતી લીધાં; અને ઉજ્જણ, **ગ્વાલિઅર**, તથા કેટલાંક રજપૂત રાજ્યો સ્વતંત્ર હતાં તેમને વશ કર્યાં. ઇ. સ. ૧૨૧૭ માં મોગલ લોકનો સરદાર **જેંઘિસખાંની ચઢાઇ ૧૨૧૭.** **જેંઘિસખાં** ચઢાઈ કરતો કરતો છેક હિંદુસ્તાનના ઘાટો ઓળંગી માંહે આવ્યો પણ **સિંધુ** નદીને લીધે તેને પાછું ફરવું પડયું. અલ્તમસ ઈ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો.

## રૂકનુદ્દીન ૧૨૩૬–૧૨૩૬.

**રૂકનુદ્દીન ૧૨૩૬–૧૨૩૬.** રૂકનુદ્દીન અલ્તમસનો છોકરો હતો. એ ઘણી માઠી ચાલનો રાજા હતો. એનામાં એના બાપ જેવા રાજ્ય ચલાવવાના ગુણો ન હોવાથી, એની બેન **રજીઆબેગમે** સાત માસ પછી એને ગાદીએથી ઉઠાડી મેલ્યો—૧૨૩૬.

## રજીઆબેગમ ૧૨૩૬–૧૨૩૯.

**રજીઆબેગમ ૧૨૩૬–૧૨૩૯.** રજીઆબેગમ અલ્તમસની શાહજાદી હતી. એ ઘણી હોશિયાર અને રાજકારભાર ઘણી સારી રીતે ચલાવતી હતી. પાછળથી તેણીના હબશી ગુલામ **જમાલ** સાથે પ્યારમાં પડયાથી **અલટુન્યા** નામે એક તુર્કી સરદારે આ બેગમ તથા તે હબશી બન્નેને કેદ કર્યાં. જ્યારે તેણીએ **અલટુન્યા** સાથે પરણવાનું વચન આપ્યું ત્યારે તે સરદારે તેણીને છોડી. પણ ઉમરાવો અને મુખ્ય કરીને રજીઆ-બેગમનો ભાઈ **બેરામ** આથી ગુસ્સે થયા, અને તેઓએ ઠામ ઠામ બંડ ઉઠાવ્યાં. આનું પરિણામ એ થયું કે રજીઆ અને તેણીનો ભરથાર માર્યાં ગયાં ઇ. સ. ૧૨૩૯.

## બેરામ ૧૨૩૯–૧૨૪૧.

**બેરામ ૧૨૩૯–૧૨૪૧.** બેરામ અલ્તમસનો બીજો છોકરો અને રજીઆબેગમનો ભાઈ હતો. એ ઘણો તામસી, બુદ્ધિહીન અને ઘાતકી રાજા હતો. એના વખતમાં મોગલ લોકો લાહોર ઉપર ચઢી આવ્યા ત્યારે એણે તેમની સામે લડવાને કેટલુંક લશ્કર મોકલ્યું, પણ તે લશ્કરે દુશ્મનો સામે લડવાને બદલે એને પકડી મારી નાંખ્યો ઇ. સ. ૧૨૪૧.

## મસુદ ૧૨૪૧–૧૨૪૬.

**મસુદ ૧૨૪૧–૧૨૪૬.** મસુદ બેરામનો ભત્રિજો અને રૂકનુદ્દીનનો છોકરો હતો. એ પણ દુર્બળ અને ખરાબ ચાલનો રાજા હતો. એના વખતમાં મોગલ લોકો બે વાર એનાં રાજ્ય પર ચઢી આવ્યા, અને બન્ને વખત એના સરદારોએ તેમને મારી પાછા કાઢ્યા. ચાર વરસ પછી તુર્કી સરદારોએ એને પકડી કેદ કર્યો, અને રાજગાદી નાસિરૂદ્દીનને આપી.

## નાસિરૂદ્દીન ૧૨૪૬–૧૨૬૫.

**નાસિરૂદ્દીન ૧૨૪૬–૧૨૬૫.** નાસિરૂદ્દીન અલ્તમસનો પૌત્ર હતો. એ ઘણો સદ્‌ગુણી અને ભણેલો રાજા હતો. સઘળો રાજકારભાર પોતાના વજીર ગ્યાસુદ્દીન બલબનને સોંપી પોતે કુરાનનો ઉતારો કરવામાં, અને એવાં એવાં બીજાં કામોમાં પોતાનો વખત કાઢતો. એને એકજ બેગમ હતી અને તેણીનાજ હાથનું રાંધેલું જમતો. એનાં રાજ્યમાં મોગલો ચઢી આવ્યા તેમને, તેમજ મેવાડ અને બીજી જગ્યાના રજપૂતો લડવા ઉઠ્યા હતા તેમને એના વજીર બલબને હરાવ્યા, અને રાજ બચાવી રાખ્યું. નાસિરૂદ્દીન અપુત્ર મરણ પામ્યો તેથી તેના મરણ પછી બલબન ગાદીએ બેઠો.

## ગ્યાસુદ્દીન બલબન ૧૨૬૫–૧૨૮૭.

**ગ્યાસુદ્દીન બલબન ૧૨૬૫–૧૨૮૭.** ગ્યાસુદ્દીન બલબન મૂળ અલ્તમસનો ગુલામ હતો. તેણે ગાદીએ બેસતાં પેહેલાં એ કર્યું કે તુર્કી સરદારો અને ઉમરાવો જેઓ નબળા રાજાઓ વટીક પર પોતાની સત્તા ચલાવતા, અને જેઓ નાસિરૂદ્દીનનાં મરણ પછી આખું રાજ્ય માંહોમાંહે વેહેંચી લેવાને સંપ કરી બેઠા હતા તે બધાને મારી નાંખ્યા મેવાડના રજપૂતો જ્યારે એની સામા થયા ત્યારે આ રાજાએ તેમને હરાવી હજારોને કાપી નાંખ્યા. મોગલ લોકોની વારંવારની ચઢાઈથી ઘણા રાજાઓ દિલ્હીમાં આવી રહ્યા તેમને એણે આશ્રય આપ્યો. એનો વડે

છોકરો **મ**હમદ વિદ્યાને ઘણું ઉત્તેજન આપતો. **બં**ગાળામાં ૧૨૭૯ માં એક મોટું બંડ થયું, તે પણ આ રાજાએ બેસાડી દીધું, અને શાહજાદા **બ**ઘરાખાંને ત્યાંનો હાકેમ ઠરાવ્યો. એનો વડો શાહજાદો **મ**હમદ જે મુલતાનનો સૂબો હતો, તે પંજાબમાં મોગલ લોકો સામે લડતાં માર્યો ગયો, તેના ખેદથી ગ્યાસુદ્દીન પોતાની ૮૦ વરસની વયે ૧૨૮૭ માં મરણ પામ્યો. આ બાદશાહ સક્ત અને જુલમી હતો.

## કૈકુબાદ ૧૨૮૭–૧૨૯૦.

**કૈકુબાદ ૧૨૮૭–૧૨૯૦.** બલબનના બીજા શાહજાદા **બ**ઘરાખાંનો એ પુત્ર હતો. બલબનની ધારણા એના વડા છોકરા મહમદના પુત્ર ખુશરૂને ગાદી આપવાની હતી, પણ એના મરણ પછી ઉમરાવોએ કૈકુબાદને આપી, અને ખુશરૂને મુલતાનનો સૂબો કીધો. કૈકુબાદે પોતાની જુવાની બદફેલીમાં ગુજારી, અને રાજકારભાર **ના**જીમુદ્દીન નામના વજીરને સોંપ્યો. નાજીમુદ્દીને રાજા થવાના વિચારથી પેહેલાં ખુશરૂને મારી નંખાવ્યો, અને પછી પાદશાહ અને તેના બાપ **બ**ઘરાખાં (બંગાળાના સૂબા) વચ્ચે કજીઓ કરાવ્યો; પણ આખરે એ બાપ દીકરા વચ્ચે પાછી સલાહ થઈ અને બઘરાખાંએ આ વજીરની સઘળી લુચ્ચાઇ પોતાના છોકરાને બતાવી આપી, તેથી એવું થયું કે **ના**જીમુદ્દીનને વિખ દઇ મારી નાંખ્યો, અને જલાલુદ્દીન ખિલજી નામના સરદારને પોતાનો વજીર બનાવ્યો. આ વજીરે પાદશાહનો અને તેના વારસનો પ્રાણ લેવડાવી પોતે રાજપદ ધારણ કર્યું. આ પ્રમાણે મહમદ ઘોરીના ગુલામ કુતુબુદ્દીનના વંશનો અંત આવ્યો ઇ. સ. ૧૨૯૦.

**ગુલામ વંશની સમાપ્તિ ૧૨૯૦.**

## ગુલામ વંશના રાજાઓનાં નામ, તથા તેમની કારકીર્દીનાં વરસો.

| | | |
|---|---|---|
| કુતુબુદ્દીન | ૧૨૦૬—૧૨૧૦ | ૪ વરસ. |
| આરામ | ૧૨૧૦—૧૨૧૧ | ૧ વરસ. |
| અલ્તમસ | ૧૨૧૧—૧૨૩૬ | ૨૫ વરસ. |
| રૂકનુદ્દીન | ૧૨૩૬—૧૨૩૬ | ૭ માસ. |
| રજીઆબેગમ | ૧૨૩૬—૧૨૩૯ | ૩ વરસ. |
| બેરામ | ૧૨૩૯—૧૨૪૧ | ૨ વરસ. |
| મસુદ | ૧૨૪૧—૧૨૪૬ | ૫ વરસ. |
| નાસિરૂદ્દીન | ૧૨૪૬—૧૨૬૫ | ૧૯ વરસ. |

ગ્યાસુદ્દીન બલબન ......૧૨૬૫—૧૨૮૭......૨૨ વરસ.
કૈકુબાદ ..................૧૨૮૭—૧૨૯૦...... ૩ વરસ.

---

## બાબ ૫ મો.

## (૪) ખિલજી વંશ ૧૨૯૦—૧૩૨૦.

### જલાલુદ્દીન ખિલજી ૧૨૯૦—૧૨૯૫.

**જલાલુદ્દીન ૧૨૯૦-૯૫.** **અલાઉદ્દીનની દક્ષિણ પર સ્વારી ૧૨૯૪.** **એલચપુરની લડાઇ ૧૨૯૩.**

જલાલુદ્દીન ખિલજી મૂળમાં તાતાર ઓલાદનો હતો. એના વખતમાં આગળની માફક મોગલો દિલ્હી સુધી ચઢી આવ્યા તેમને મારી એણે પાછા કાઢયા. ઇ. સ. ૧૨૯૪ માં એના ભત્રિજા અલાઉદ્દીન ખિલજીએ ૮,૦૦૦ સ્વારો લઇ દક્ષિણ પર સ્વારી કરી, અને ત્યાંના રાજા રામદેવને હરાવી તેની રાજધાનીનું શેહેર દેવગિરિ, જે હાલ દોલતાબાદ કહેવાય છે તે જીતી લીધું. દોલતાબાદ જીતી લીધા પેહેલાં એણે એલિચપુર છાપો મારી લઈ લીધું. આ જીતો મેળવીને એ પાછો ફર્યો ત્યારે એનો કાકો જલાલુદ્દીન એને સામો મળવા આવ્યો; પણ આ દુષ્ટ માણસે રાજા થવાના વિચારથી એને મારી નાંખ્યો ઈ. સ. ૧૨૯૫. આ વાત સાંભળતાંજ મરનાર પાદશાહની બેગમે પોતાના બાળ છોકરા ઇબ્રાહીમની દુવાઇ ફેરવી.

### ઇબ્રાહીમ ૧૨૯૫-૧૨૯૫.

**ઇબ્રાહીમ ૧૨૯૫-૧૨૯૫.**

ઇબ્રાહીમ જલાલુદ્દીન ખિલજીનો બાળ શાહજાદો હતો. અલાઉદ્દીન પોતાની ધારણા પાર ન પડેલી જોઇને એક મોટું લશ્કર લઈ તે બાળ રાજાને પકડવા ગયો. ઇબ્રાહીમ આવાં મોટાં લશ્કર જોડે લડવાને અશક્ત હોવાથી મુલતાનમાં પોતાના મોટા ભાઈ પાસે નાસી ગયો; આથી વગર હરકતે ગાદી અલાઉદ્દીનને હાથ આવી.

### અલાઉદ્દીન ૧૨૯૫-૧૩૧૫.

**અલાઉદ્દીન ખુની ૧૨૯૫-૧૩૧૫.**

અલાઉદ્દીને ગાદીએ બેઠા પેહેલાં બેગમ અને તેણીના બન્ને શાહજાદાને પકડી મારી નાંખ્યાં. એનાં ઘાતકી કામોને માટે એ "અલાઉદ્દીન ખુની"ના નામથી

ઓળખાય છે. આ ખુની પણ જબરા પાદશાહે ઘણીક જગ્યાઓ જીતી લઈ રાજ્યની હદ ઘણી વધારી.

**ગુજરાત પર ચઢાઇ ૧૨૯૭.** ૧૨૯૭ માં એણે ગુજરાત પર ચઢાઇ કરી તેની રાજધાની અણહિલવાડ જીતી લઈ બાળી નાંખ્યું.* ગુજરાતનો રાજા કરણ નાસી ગયો અને રાણી કમળાદેવી જે ઘણીજ ખુબસુરત ગણાતી હતી તેની જોડે પાદશાહ પરણ્યો. ૧૨૯૮ માં મોગલ લોકોનો સરદાર કતલગખાં દિલ્હીપર મોટું લશ્કર લઈ ચઢી આવ્યો, તેને અલાઉદ્દીને મારી પાછો કાઢયો.

**રણસ્થંભોર ૧૩૦૦માં અને ચિતોડ૧૩૦૩માં જીતી લીધા.** ૧૩૦૦ માં એણે અજમેરમાં રણસ્થંભોરનો કિલ્લો જીતી લીધો; અને ૧૩૦૩ માં ચિતોડનો કિલ્લો જીતી લઇ ત્યાંના માહારાજાને કેદ કર્યો. આ માહારાજાને તેની દીકરીએ યુક્તિથી છોડવ્યો:—આ યુક્તિ એ હતી કે જ્યારે તે રૂપાળી અને હોશિયાર શાહાજાદીએ સાંભળ્યું કે અલાઉદ્દીન મને પરણ્યા વગર મારા બાપને કેદમાંથી છુટો કરવાનો નથી ત્યારે તેણે પાદશાહ સાથે લગ્ન કરવાનું ડોળ ઘાલી પોતાના બાપને મળવાને પરવાનગી માંગી; આ પરવાનગી મેળવતાંજ પોતે મિયાના (પાલખીઓ) માં થોડા શૂરા રજપૂત લડવૈયા લેઇ જે કિલ્લામાં તેના બાપને બંધ કર્યો હતો ત્યાં ગઈ. મુસલમાન સિપાઇઓ સમજ્યા કે આ મિયાનામાં શાહાજાદીની દાસીઓ હશે. કિલ્લામાં દાખલ થતાંજ રજપૂત લડવૈયા બાહેર નિકળી આવ્યા, સઘલા ચોકીદારોને કાપી નાંખ્યા, અને રાજાને લઈ નાસી ગયા.

**કાફુરની દક્ષિણ પર ચઢાઇ ૧૩૦૬–૧૩૧૨.** જ્યારે અલાઉદ્દીને ગુજરાત પર ચઢાઇ કરી ત્યારે ત્યાં મલિક કાફુર નામનો એક ખુબસુરત ગુલામ બંધીવાન થયો હતો. તેની હોશિયારી જોઈ અલાઉદ્દીને તેને મોટી પદ્વીએ ચઢાવ્યો. આ પાદશાહે મલિક કાફુરને લશ્કર આપી દક્ષિણ પર ચઢાઈ કરવા મોકલ્યો; ત્યાં એણે ૧૩૦૬–૧૨ સુધીમાં ચાર સ્વારીઓ કરી અને માળવા, ખાનદેશ તથા મહારાષ્ટ્ર જીતી લીધા. મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિના રાજા રામદેવને તાબે કરી દિલ્હી લાવ્યો, અને પછી તૈલંગણ, કર્ણાટક, અને મલબાર જીત્યાં. આ પાદશાહની આગળના કોઈ પણ પાદશાહની સત્તા આટલી બધી ફેલાઈ ન હતી. અલાઉદ્દીનના ભત્રિજા સુલેમાને રાજગાદી લેવાના વિચારથી આ પાદશાહ પર તીર ફેંક્યા જેથી તે ઘણી સખત ઇજા થયા વગર બેભાન થઈ પડયો. સુલેમાન તેને મરી ગયલો સમજી ગાદી લેવા દોડયો. પણ અલાઉદ્દીન થોડા વખતમાં હોશિયાર થઇ છાવણીમાં ગયો, અને સુલેમાનને પકડી મારી નાંખ્યો.

**અલાઉદ્દીન મરણ પામ્યો ૧૩૧૫.**

કાફુરે પણ રાજા થવાના વિચારથી પોતાના ધણી-નો ઘાટ ઘડવાની યુક્તિઓ રચવા માંડી. દારૂના વ્ય-સનથી અલાઉદ્દીનનું તન અને મન તદન બગડી ગયાં હતાં, તેથી કાફુરની ઉસ્કેરણીથી તેણે પોતાના શાહજાદા અને બેગમને કેદ કર્યાં, તથા પોતાના ભાઈ **અલફખાં**, તેમજ એના સેનાપતિ **અલ્પ-ખાં**ને મારી નાંખ્યા. આ પછી એના રાજમાં બંડ ઉઠયાં, અને એવું કહે-વાય છે કે **કાફુરે** એને વિખ દઈ મારી નાંખ્યો, ઇ. સ. ૧૩૧૫.

આ રાજા ઘણો બુદ્ધિશાળી પણ સ્વભાવે ઘણો જંગલી હતો. એણે એકવાર એક નવો પંથ સ્થાપી પેગમ્બર થવાનો અને મહાન સિકંદરની માફક દુનિઆના બીજા દેશો જીતવાનો વિચાર કર્યો, પણ દિલ્હીના વૃદ્ધ માજીસ્ટ્રેટ **અલા-ઉલ-મુલ્ક**ના સમજાવ્યાથી તે વિચાર એણે છોડી દીધો. એણે પોતાના ભત્રિજાઓને આંધળા કરી મારી નાંખ્યા એટલુંજ નહીં પણ ઇ. સ. ૧૩૧૧ માં ૧૫,૦૦૦ મોગલોને કાપી નંખાવ્યા કારણ કે તેઓએ એનો પ્રાણ લેવાને સંપ કર્યો હતો.

## ઉમર ૧૩૧૫–૧૩૧૬.

**ઉમર ૧૩૧૫–૧૩૧૬.**

મલિક કાફુરે અલાઉદ્દીનના સર્વથી નાના છોકરા ઉમરને નામના રાજા તરીકે ગાદીએ બેસાડયો, અને તેના બે મોટા છોકરાને આંધળા કરી ત્રીજા શાહજાદા **મુબારક**ને મારવાને મારા મોકલ્યા. પણ મુબારક તેમના હાથમાંથી બચી ગયો, અને **કાફુર**ને મારી નાંખી તથા ઉમરની આંખો ફોડી પોતે ગાદીએ બેઠો.

## મુબારક ૧૩૧૬–૧૩૨૦.

**વજીર ખુશરૂખાં.**

મુબારક અલાઉદ્દીનનો ત્રીજો છોકરો હતો. એણે ખુશરૂખાં નામના એક વટલેલ ઢેડને પોતાનો વજીર બનાવ્યો. એ ગાદીએ આવ્યો તેની ખુશાલીમાં એણે ૧૭,૦૦૦ બંધીવા-નોને છોડી મુકયા. આ પછી એણે દક્ષિણ પર ચઢાઇ કરી ત્યાંના રાજા **હ**રપાળને પકડી તેની ચામડી ઉતારી મારી નાંખ્યો. એનો વજીર ખુશ-રૂખાં જેના હાથમાં સઘળી સત્તા હતી તેણે **મલબાર**માં ફોજ લઇ જઇ તે દેશ લૂટયો, અને પછી મુબારકને મારી નાંખી પોતે પાદશાહ થયો, ઈ. સ. ૧૩૨૦. મુબારક ખિલજી વંશનો છેલ્લો પાદશાહ હતો.

**ખિલજીવંશની સમાપ્તિ ૧૩૨૦.**

## ખુશરૂ ૧૩૨૦–૧૩૨૦.

ખુશરૂએ ગાદીએ બેસતાં અલાઉદ્દીનના કુટુંબના સઘળા મરદને મારી

**દેવળદેવી.** નાંખ્યા, અને અલાઉદ્દીનના વડા છોકરાની વહુ દેવળદેવી જોડે પોતે પરણ્યો, તેમજ પોતાના બીજા સગાઓને પાદશાહી કુટુંબની સ્ત્રીઓ જોડે પરણાવ્યા. એની માઠી ચાલને લીધે એના રાજ્યમાં બંડ ઉઠયાં, અને પંજાબના સૂબા **ગ્યાસુદ્દીન તઘલખે** એને હરાવી મારી નાંખ્યો, ઈ. સ. ૧૩૨૦.

## ખિલજી વંશના રાજાઓનાં નામ, તથા તેઓની કારકીર્દિનાં વરસો.

જલાલુદ્દીન ખિલજી......૧૨૯૦—૧૨૯૫...... ૫ વરસ.
ઈબ્રાહીમ ..............૧૨૯૫—૧૨૯૫......થોડા દિવસ.
અલાઉદ્દીન ખુની.........૧૨૯૫—૧૩૧૫......૨૦ વરસ.
ઉમર ..................૧૩૧૫—૧૩૧૬...... ૧ વરસ.
મુબારક ..............૧૩૧૬—૧૩૨૦...... ૪ વરસ.
ખુશરૂ..................૧૩૨૦—૧૩૨૦......થોડા માસ.

---

## બાબ ૬ ઠ્ઠો.

## (૫) તઘલખ વંશ ૧૩૨૦–૧૪૧૨.

### ગ્યાસુદ્દીન તઘલખ ૧૩૨૦—૧૩૨૫.

**ગ્યાસુદ્દીન ૧૩૨૦-૧૩૨૫.** ગ્યાસુદ્દીન તઘલખ જાતનો તુર્ક હતો. એના છોકરા **જુનાખાં** અથવા જે **મહમદ તઘલખનાં** નામથી ઓળખાયછે તેણે દક્ષિણમાં ચઢાઈ કરી; અને ગ્યાસુદ્દીન પોતે બંગાળાના સૂબા **બઘરાખાં**, જેની સામે ત્યાંના લોકે જુલમ ગુજારવાનું તોહમત મુક્યું હતું તેની તપાસ કરવા ગયો. ત્યાંથી પાછા ફરતાં **જુનાખાંએ** પોતાના બાપને આવકાર દેવાને માટે એક મોટો તંબુ ઉભો કર્યો હતો, તેના પડવાથી તે ઇ. સ. ૧૩૨૫ માં મરણ પામ્યો. તંબુ પડતી વખતે **મહમદ** ત્યાં ન હોવાથી એવું માનવામાં આવેછે કે એણે આ કામ જાણી જોઈને કર્યું હશે.

### મહમદ તઘલખ ૧૩૨૫—૧૩૫૧.

**મહમદ તઘલખ ૧૩૨૫–૧૩૫૧.** **મહમદ તઘલખ** એક ઘણો ભણેલો અને બાહાદુર રાજા હતો, પણ પોતાના ઘેલાં કામોને માટે એ પ્રખ્યાત હતો. એણે દક્ષિણમાં પાછી સ્વારી કરી, અને તે તાબે

કર્યું. આ પછી એણે ચીનપર સ્વારી કરવાને એક મોટું લશ્કર મોકલ્યું, પણ હિમાલય પર્વત ઓળંગતાં થાક અને ભૂખમરાથી, તેમજ ઠંડીથી તેનાં બધાં માણસો મરી ગયાં. એના વખતમાં બંગાળામાં બંડ ઉઠયું અને તે સ્વતંત્ર થયું. ગુજરાતમાં પણ બ્રાહ્મણીવંશ સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો. આ ગાંડા રાજાએ પોતાની રાજધાની દિલ્હીમાંથી કાઢી નાંખી આઠસેં મૈલ છેટે દોલતાબાદમાં કરવાના વિચારથી લોકોને ત્યાં જવાનો હુકમ કર્યો, તેમાં પણ તે નિષ્ફળ થયો, અને હજારો માણસ રસ્તામાં રખડી મૂઆં. ખેડુતો જ્યારે એના જુલમથી કંટાળી જઈ ગામ છોડી ગયા, ત્યારે એણે પોતાનાં લશ્કરને તેમની પાછળ શિકારે મોકલી તેમને મારી નંખાવ્યા. મહમદ તઘલખ સિંધ ઉપર સ્વારી કરતાં ઇ. સ. ૧૩૫૧ માં * ઠઠ્ઠા શેહેરમાં મરણ પામ્યો.

**મહમદ ઠઠ્ઠા શેહેરમાં મરણ પામ્યો ૧૩૫૧.**

## ફિરોઝશાહ ૧૩૫૧—૧૩૮૮.

**ફિરોઝશાહ ૧૩૫૧-૧૩૮૮.**

ફિરોઝશાહ મહમદ તઘલખનો ભત્રિજો હતો. એણે ઘણી દયાળુ રીતે રાજ્ય કર્યું અને બંગાળા અને દક્ષિણના મુસલમાન રાજ્યોનું સ્વતંત્રપણું કબુલ કર્યું. એણે ઘણા સુધારાનાં કામો કર્યાં. એના વખતમાં એની રૈયત આબાદ અને સુખી થઇ. એણે તળાવ, મુસાફરખાનાં, દવાખાનાં, પૂલો અને મદ્રેસા બંધાવ્યાં. હિંદુસ્તાનમાં જમના નદીની પ્રસિદ્ધ નેહેર એણે બંધાવી, અને સતલજ નદીની પાસે ફિરોઝપુર નામે શેહેર વસાવ્યું. આ રાજા ઇ. સ. ૧૩૮૮ માં પોતાની ૯૦ વર્ષની ઉમરે મરણ પામ્યો.

## ગ્યાસુદ્દીન બીજો ૧૩૮૮—૧૩૮૯.

**ગ્યાસુદ્દીન બીજો ૧૩૮૮-૧૩૮૯.**

આ રાજા ફિરોઝશાહનો પૌત્ર હતો. એનામાં રાજ્ય ચલાવવાના ફિરોઝશાહ જેવા જરા પણ સારા ગુણો હતા નહીં. એણે માત્ર ૫ મહિના રાજ્ય કર્યું. એનાં રાજ્યમાં બખેડા ઉઠ્યા તેમાં એ માર્યો ગયો.

## અબુબકર ૧૩૮૯—૧૩૮૯.

**અબુબકર ૧૩૮૯-૧૩૮૯.**

આ રાજા ફિરોઝશાહનો બીજો પૌત્ર હતો. એણે માત્ર એક વરસ રાજ્ય કર્યું અને એને ફિરોઝશાહના વડા છોકરા નાસિરૂદ્દીને ગાદીએથી ઉઠાડી મેલ્યો.

---

* સિંધુનદીપર.

## નાસિરૂદ્દીન ૧૩૮૯—૧૩૯૨.

**નાસિરૂદ્દીન ૧૩૮૯–૧૩૯૨.** નાસિરૂદ્દીને પોતાના બાપને રાજ્ય ચલાવવામાં પેહલાં સારી મદદ કરી હતી, પણ પાછળથી એની ખરાબ ચાલને માટે એને રાજયમાંથી કાઢી મુક્યો હતો. એ ત્રણ વરસ રાજ્ય કરી મરણ પામ્યો.

## સિકંદર ૧૩૯૨—૧૩૯૨.

**સિકંદર ૧૩૯૨–૧૩૯૨.** સિકંદર નાસિરૂદ્દીનનો છોકરો હતો. એ માત્ર ૪૫ દિવસ રાજ્ય કરી મરણ પામ્યો.

## મહમદશાહ ૧૩૯૨–૧૪૧૨.

**મહમદશાહ ૧૩૯૨–૧૪૧૨.** મહમદશાહ નાસિરૂદ્દીનનો બીજો છોકરો હતો. એ બાળ રાજાના વખતમાં **માળવા**, ગુજરાત, અને **ખાનદેશમાં** બંડ ઉઠયાં, અને તેઓ સ્વતંત્ર થયાં. એજ વખતે દક્ષિણમાં એક ભારે દુકાળ પડયો જે ૧૨ વરસ સુધી રહ્યો. આવા ધભરાટની અંદર ઈ. સ. ૧૩૯૮ માં ક્રૂર તાતાર સરદાર **તૈમૂરલંગ** હિંદુસ્તાન પર ચઢી આવ્યો અને મહમદશાહને હરાવી **દિલ્હી** જીતી લીધું.

**તૈમૂરલંગની ચઢાઇ ૧૩૯૮.** પાંચ દિવસ સુધી એણે ત્યાં કતલ ચલાવી અને કેદીઓનો ભારે જમાવ થયાથી ૧૫ વરસ ઉપરની વયનાં એક લાખ માણસને કતલ કરાવ્યાં. એજ વરસની આખરે પાછા ફરતાં **તૈમૂરલંગે મિરત** લૂટી ત્યાં પણ ભારે કતલ ચલાવી. આ નિર્દય તાતાર સરદાર ઇ. સ. ૧૪૦૫ માં મરણ પામ્યો. **મહમદશાહ** ગુજરાતમાં ભરાઈ બેઠો હતો તે તૈમૂરલંગના ગયા પછી પાછો આવ્યો, અને ૧૪૧૨ સુધી એણે માત્ર નામનો અમલ કર્યો. એના મરણથી **તઘલખ** વંશનો છેડો આવ્યો. મહમદશાહના મરણ પછી

**દોલતખાં લોદી ૧૪૧૨–૧૪૧૪. (૧૫ માસ)** દોલતખાં લોદી નામના એક અફગાન સરદારે ઇ. સ. ૧૪૧૪ સુધી (૧૫ માસ) દિલ્હીમાં રાજ્યાધિકાર ચલાવ્યો, અને તેના હાથમાંથી મુલતાનના સૂબા **સૈયદ ખીજરખાંએ** રાજ્ય છીનવી લીધું.

## તઘલખ વંશના રાજાઓનાં નામ, તથા તેઓની કારકીર્દિનાં વરસો.

ગ્યાસુદ્દીન તઘલખ ......૧૩૨૦—૧૩૨૫...... ૫ વરસ.
મહમદ તઘલખ .........૧૩૨૫—૧૩૫૧......૨૬ વરસ.

| | | | |
|---|---|---|---|
| ફિરોઝશાહ | ..............૧૩૫૧—૧૩૮૮...... | ૩૭ | વરસ. |
| ગ્યાસુદ્દીન બીજો | ........૧૩૮૮—૧૩૮૯...... | ૫ | મહિના. |
| અબુબકર | ..............૧૩૮૯—૧૩૮૯...... | ૧ | વરસ. |
| નાસિરૂદ્દીન | ..............૧૩૮૯—૧૩૯૨...... | ૩ | વરસ. |
| સિકંદર | ..................૧૩૯૨—૧૩૯૨...... | ૪૫ | દિવસ. |
| મહમદશાહ | ...........૧૩૯૨—૧૪૧૨...... | ૨૦ | વરસ. |

---

## બાબ ૭ મો.

## (૬) સૈયદવંશ ૧૪૧૪-૧૪૫૦.

### સૈયદ ખીજરખાં ૧૪૧૪-૧૪૨૧.

**સૈયદ ખીજરખાં ૧૪૧૪-૧૪૨૧.** સૈયદ ખીજરખાં તેમૂરલંગનો નિમેલો સૂબો છું એવું ખુલ્લી રીતે કેહેવડાવીને દિલ્હીમાં અમલ ચલાવવા લાગ્યો. એ ઉદાર અને ન્યાયી હતો. એણે સાત વરસ રાજ્ય કર્યું. ૧૪૨૧ માં એનાં મરણને માટે દિલ્હીના સઘળા લોકે ત્રણ દિવસ શોક પાળ્યો. એની પછી એનો છોકરો મુબારક ગાદીએ આવ્યો.

### સૈયદ મુબારક ૧૪૨૧-૧૪૩૫.

**સૈયદ મુબારક ૧૪૨૧-૧૪૩૫.** આ રાજા ઉદાર અને મળતાવડા સ્વભાવનો હતો. એણે મોગલો તથા ગખ્ખરો સામે લડાઈઓ કીધી. એના વજીરે એને મારી નાંખી એના ભત્રિજા મહમદને ગાદીએ બેસાડયો.

### સૈયદ મહમદ ૧૪૩૫-૧૪૪૪.

**સૈયદ મહમદ ૧૪૩૫-૧૪૪૪.** આ રાજા ઘણો નબળો અને દુરાચરણી હતો. એના વખતમાં માળવા તથા જુવાનપુરના રાજાઓએ એની કેટલીક જગ્યા જીતી લીધી. એ ઇ. સ. ૧૪૪૪ માં મરણ પામ્યો.

### સૈયદ આલમ ૧૪૪૪-૧૪૫૦.

**સૈયદ આલમ ૧૪૪૪-૧૪૫૦.** એણે માત્ર ૭ વરસ રાજ્ય કર્યું; અને એ રાજ્ય ચલાવવાને યોગ્ય ન હોવાથી લાહોરના સૂબા બહલોલ લોદીએ એના હાથમાંથી રાજ્ય લઈ લીધું ઇ. સ. ૧૪૫૦.

## સૈયદ વંશના રાજાઓનાં નામ, તથા તેઓની કારકીર્દિનાં વરસો.

| | | |
|---|---|---|
| સૈયદ ખીજરખાં........... | ૧૪૧૪—૧૪૨૧...... | ૭ વરસ. |
| સૈયદ મુબારક.............. | ૧૪૨૧—૧૪૩૫...... | ૧૪ વરસ. |
| સૈયદ મહમદ.............. | ૧૪૩૫—૧૪૪૪...... | ૯ વરસ. |
| સૈયદ આલમ.............. | ૧૪૪૪—૧૪૫૦...... | ૬ વરસ. |

---

## બાબ ૮ મો.

## (૭) લોદીવંશ ૧૪૫૦–૧૫૨૬.

### બહલોલ લોદી ૧૪૫૦–૧૪૮૮.

**બહુલોલ લોદી ૧૪૫૦–૧૪૮૮.** બહલોલ લોદી જાતનો અફગાન હતો. એણે જવાનપુરના રાજા સાથે ૨૫ વરસ લડાઈ ચલાવી તે જગ્યા જીતી લીધી, અને પોતાના રાજની હદ વધારી. આ રાજા ઇ. સ. ૧૪૮૮ માં મરણ પામ્યો.

### સિકંદર લોદી ૧૪૮૮–૧૫૧૭.

**સિકંદર લોદી ૧૪૮૮–૧૫૧૭.** સિકંદર બહલોલનો દીકરો હતો. એણે બહાર પ્રાંતમાં લડાઈ ચલાવી તે જીતી લીધો. એના વખતમાં કેટલાંક બંડ ઉઠયાં, તે એણે તુરત સમાવી દીધાં. એ ઘણો ખબરદાર રાજા હતો, પણ એણે હિંદુઓને બહુ પીડા કરી અને તેમનાં દેહેરાં તોડ્યાં. એનાં વખતમાં પોર્ટુગીઝ લોકો કાલિકટ બંદરે ઉતર્યાં (૧૪૯૮).

### ઇબ્રાહિમ લોદી ૧૫૧૭–૧૫૨૬.

**ઇબ્રાહિમ લોદી ૧૫૧૭–૧૫૨૬.** આ પાદશાહ એના બાપ સિકંદરના જેવા સારા ગુણો ધરાવતો ન હતો. એના હાથ નીચેના અમલદારો એની મગરૂબી અને નિર્દયપણાથી કંટાળી ગયા, અને તેમાંના પંજાબના સૂબા દોલતખાં લોદીએ કાબુલના સુલતાન બાબરને ઇબ્રાહિમના હાથમાંથી રાજ્ય લઇ લેવાને બોલાવ્યો. બાબર ૧૫૨૬ માં હિંદુસ્તાનમાં આવ્યો, લાહોર જીતી લઈ બાળી નાંખ્યું, અને દિલ્હી પર ચઢાઈ કરી. ઇબ્રાહિમ તેની

**પાણીપતની લડાઈ ૧૫૨૬.** સામો લડવા ગયો પણ ઇ. સ. ૧૫૨૬ માં પાણી-પતના મેદાનમાં માર્યો ગયો. બાબર આ લડાઈ પછી દિલ્હીનો ધણી થયો, જેથી લોદી વંશની સમાપ્તિ થઈ.

## લોદી વંશના રાજાઓનાં નામ, તથા તેઓની કારકીર્દિનાં વરસો.

બહલોલ લોદી........૧૪૫૦—૧૪૮૮......૩૮ વરસ.
સિકંદર લોદી ........૧૪૮૮—૧૫૧૭......૨૯ વરસ.
ઇબ્રાહિમ લોદી........૧૫૧૭—૧૫૨૬...... ૯ વરસ.

---

## બાબ ૯ મો.

## (૮) મોગલ વંશ ૧૫૨૬–૧૫૪૦, ૧૫૫૫–૧૮૬૨.

### બાબર ૧૫૨૬–૧૫૩૦.

**બાબર ૧૫૨૬–૧૫૩૦.** બાબર ઇ. સ. ૧૪૮૨ માં જન્મ્યો હતો. એની બાહાદુરીને માટે એને લોકો "બાબર" એટલે "સિંહ" કરી કહેતા. એનું ખરૂં નામ "ઝાહિરૂદ્દીન" હતું. એ તૈમૂરલંગથી છઠ્ઠી પેઢીએ ઉતરેલો હતો. ૧૪૯૪ માં એ કાબુલમાં એના બાપ ઉમરમિર-ઝાનાં મરણ પછી ગાદીએ બેઠો, અને ત્રણ વરસ પછી એણે સમરકંદ જીતી લીધું. પાછળથી એના દુશ્મનોએ એનાં રાજ્યમાંથી એને ત્રણ વાર કાઢી મેલ્યો, અને ત્રણે વાર હિંમતથી પોતાનો દેશ એણે પાછો જીતી લીધો. બાબરે દિલ્હીની પાદશાહી લીધા પછી પોતાના છોકરા હુમાયુંને બીજા મુસલમાન સરદારોને વશ કરવા મોટું લશ્કર આપી મોકલ્યો. ચાર મહિનામાં હુમાયુંએ ગ્વાલિઅરથી જુવાનપુર સુધીનો દેશ જીતી લીધો, અને સઘળાને તાબે કર્યાં; પણ અજમેર તથા મેવાડનો રાજા સંગ, તેમજ ચંદેરિનો હાકેમ મેદનીરાય, અને મારવાડ તથા જેપુરના રજપૂતો બાબરની સત્તા સામા થયા. એમની અને બાબર વચ્ચે આગ્રા પાસે

**સિક્રિની લડાઈ ૧૫૨૭.** સિક્રિ આગળ ૧૫૨૭ માં એક મોટી લડાઈ થઈ, જેમાં રજપૂતો હાર્યા. પછી બાબરે ચંદેરિગઢને ૧૫૨૮

**ચંદેરિનો ઘેરો ૧૫૨૮.** માં ઘેરો ઘાલ્યો. રજપૂતો બાબર સામે ઘણી બાહાદુ-રીથી લડ્યા; અને જ્યારે તેમને જીતવાની આશા રહી

નહીં ત્યારે તેઓએ પોતાનાં બૈરાં છોકરાંને મારી નાંખ્યાં, અને તેઓ સઘળા માર્યા ગયા ત્યાંસુધી લડ્યા. મેદનીરાય પણ લડતાં રણમાં પડ્યો. આ જીતો મેળવ્યા પછી ૧૫૨૯ માં બાબરે બંગાળા અને બહાર પ્રાંતો જીતી લીધા.

એવું કહેવાય છે કે જ્યારે બાબરનો વડો છોકરો હુમાયું માંદો પડ્યો ત્યારે એણે પરમેશ્વરની પ્રાર્થના કરી કે મારા છોકરાનો પ્રાણ ઉગાર અને એનું દુઃખ મને આપી મારો પ્રાણ લે—એમ તે હુમાયુંનાં બિછાનાંની આસપાસ બંદગી કરતો ત્રણ વાર ફર્યો. મુસલમાન તવારિખ લખનારાઓ કહેછે કે આથી હુમાયું બચ્યો અને બાબર પોતાની ૪૮ વરસની વયે મરણ પામ્યો ૧૫૩૦. એની લાસ કાબુલ લઈ જવામાં આવી હતી. એ કવિતા અને ગાયનનો ઘણો શોખી હતો. એણે પોતાની રૈયતનાં સુખને માટે મુસાફરખાનાં, તળાવો ઇત્યાદિ બંધાવ્યાં. એ ઘણા મળતાવડા સ્વભાવનો અને ઉદાર મનનો હતો.

**બાબર મરણ પામ્યો ૧૫૩૦.**

## હુમાયું ૧૫૩૦–૧૫૪૦, ૧૫૫૬–૧૫૫૬.

બાબરનો વડો છોકરો હુમાયું ૧૫૦૭ માં જન્મ્યો હતો. એના બાપના મરણ પછી ૧૫૩૦ માં એ દિલ્હીની ગાદીએ બેઠો. એણે પોતાના ભાઈ કામરાનને કાબુલ, કંદહાર અને પંજાબનો થોડોક ભાગ આપ્યો; અને હિંદાલ તથા મિરજા અસ્કરિ નામના બીજા બે ભાઇઓને સારા સારા પ્રાંતો આપી દીધા. ૧૫૩૪ માં હુમાયુંએ ગુજરાતનો રાજા બાહાદુરશાહ, જે ત્યાં સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો, તેને હરાવી તેનો મજબુત ગઢ ચાંપાનેર માત્ર ૩૦૦ સ્વાર લઈ દિવાલ પર પોતે ચઢી જઈ જીતી લીધો. અહિંયાંથી એને પુષ્કળ દ્રવ્ય મળ્યું. દિલ્હી પાછા ફરતાં હુમાયુંએ પોતાના ભાઈ મિરજા અસ્કરિને તે જગ્યાનો હાકેમ નિમ્યો, પણ દુશ્મનોએ તે કિલ્લો તુરત તેના હાથમાંથી પાછો લઈ લીધો. આ પછી બંગાળા અને બહારમાં શેરખાં (શિરશાહ) નામના પઠાણે બળવો ઉઠાવ્યો. એણે તરવારના એકજ ઝટકાથી એક સિંહને માર્યો તેથી એનું નામ શેરખાં પડ્યું હતું. હુમાયું એની સામે લડવા ગયો અને ચુનારગઢ જીતી લીધો. શેરખાંએ પછી પટણા અને કાશીની વચ્ચે હુમાયુંનાં લશ્કર પર છાપો માર્યો અને ૧૫૩૯ માં તેને હરાવ્યો. હુમાયું ઘણી મુશ્કેલીથી આગ્રે નાસી ગયો, અને પોતાના

**હુમાયું ૧૫૩૦–૧૫૪૦– ૧૫૫૬–૧૫૫૬.**

**એના ભાઇ કામરાન, હિંદાલ અને મિરજા- અસ્કરિ.**

**ચાંપાનેર જીત્યો ૧૫૩૪.**

**કનોજની લડાઈ ૧૫૪૦.** ભાઇઓની મદદ મળતાંજ ૧૫૪૦ માં કનોજ આગળ શિરશાહ સામે લડયો, પણ પાછો હારી ગયો. આથી શિરશાહ દિલ્હીમાં રાજ્ય કરવા લાગ્યો.

---

## બાબ ૧૦ મો.

## (૯) સુર અથવા અફગાન વંશ ૧૫૪૦-૧૫૫૬.

### શિરશાહ ૧૫૪૦-૧૫૪૫.

**શિરશાહ ૧૫૪૦-૧૫૪૫.** **શિર**શાહ અફગાન સરદાર હતો. એ પોતાની હુશિયારી અને બાહાદુરીથી બંગાળાનો ધણી થઈ પડયો હતો. આ રાજા દિલ્હીમાં રાજ્ય ચલાવવાને આવ્યો, તેથી ત્યાંની રૈયત દલગીર થઈ નહીં કેમકે એણે તેમના કલ્યાણને માટે ઘણા ઉપાયો લીધા—મેહેસૂલ લેવાની રીતમાં સુધારો કર્યો.—મુસાફરખાનાં, રસ્તા અને તળાવો બંધાવ્યાં, અને રાજ્યમાં ઘણા સુધારા કર્યા. એ રાજા ઉપર એવો દોષ **રાજા માલદેવ.** મુકવામાં આવેછે કે જ્યારે **માળવા**નો રાજા **માલદેવ** એની સામો થયો, અને રૈસ્તન (રેઝીન)ના કિલ્લામાં પોતાનાં લશ્કર સહિત બાહાદુરીથી તેણે ટકાવ કર્યો, ત્યારે એણે તે સઘળાના જીવ ઉગારવાનું વચન આપી દગાથી તેમને કાપી નાંખ્યા. **શિર**શાહ ઇ. સ. ૧૫૪૫ માં **બુંદે**લખંડમાં **કલિંજર**ને ઘેરો ઘાલતાં દારૂખાનું સળગવાથી દાઝીને મરણ પામ્યો.

### સલિમશાહ ૧૫૪૫-૧૫૫૩.

**સલિમશાહ ૧૫૪૫-૧૫૫૩.** **શિર**શાહ પછી તેનો છોકરો **સલિમ**શાહ ગાદીએ બેઠો. એ ઘણો અદલ રાજા હતો. એ માત્ર ૧૫૫૩ સુધી રાજ્ય કરી મરણ પામ્યો. એની પછી એનો છોકરો **ફિરોઝ** ગાદીપર આવ્યો.

### ફિરોઝ ૧૫૫૩-૧૫૫૩.

**ફિરોઝ ૧૫૫૩-૧૫૫૩.** આ રાજાએ માત્ર ત્રણ દિવસ રાજ્ય ચલાવ્યું; એને એના કાકા **મહમદ આદિલશાહે** મારી નાંખી પોતે રાજ્યપદ ધારણ કર્યું.

## મહમદ આદિલશાહ ૧૫૫૩–૧૫૫૫.

**મહમદ આદિલશાહ ૧૫૫૩-૧૫૫૫.** મહમદ **આદિલશાહ** ઘણો જુલમી રાજા હતો. એનો વજીર **હેમુ** નામનો કોઇ નીચ વરણનો **હિંદુ** હતો. એ રાજાના વખતમાં ઠેકાણે ઠેકાણે બંડ ઉઠયાં, અને રાજ્યના પાંચ ભાગ થઈ ગયા. દિલ્હીનો ધણી ઇબ્રાહિમ સુર જે પાદશાહી (અફ્ગાન) કુટુંબનો હતો તે થયો. એ અફ્ગાન વંશનો ચોથો રાજા ગણાય છે. ઇબ્રાહિમને હાંકી કાઢીને તેનો પિત્રાઈ ભાઈ **સિકંદર** પછી રાજા થયો. એ આ વંશનો પાંચમો રાજા કહેવાય છે. આ રાજાના વખતમાં હુમાયું ઇરાનથી એક લશ્કર લઈ પાછો હિંદુસ્તાનપર ચઢી આવ્યો, અને **સિકંદરને** ઈ. સ. ૧૫૫૬ માં **સરહિંદની** લડાઇમાં હરાવી **લાહોર, આગ્રા** અને **દિલ્હી** પાછાં કબજે કર્યાં.

**સરહિંદની લડાઇ ૧૫૫૬.**

## સુર અથવા અફ્ગાન વંશના રાજાઓનાં નામ, તથા તેમની કારકીર્દિનાં વરસો.

| | | | |
|---|---|---|---|
| શિરશાહ | ૧૫૪૦—૧૫૪૫ | ૫ | વરસ. |
| સલિમશાહ' | ૧૫૪૫—૧૫૫૩ | ૮ | વરસ. |
| (ફિરોઝ | ૧૫૫૩—૧૫૫૩) | ૩ | દિવસ. |
| મહમદ આદિલશાહ | ૧૫૫૩—૧૫૫૫ | ૨ | વરસ. |
| ઇબ્રાહિમ સુર | ૧૫૫૫—૧૫૫૫ | થોડા | દિવસ. |
| સિકંદર સુર | ૧૫૫૫—૧૫૫૬ | ૧ | વરસ. |

---

## બાબ ૧૧ મો.

હુમાયું ૧૫૪૦ માં કનોજ આગળ હારી ગયો ત્યાર પછી ઘણીજ મુશ્કેલીથી **સિંધ** તરફ નાઠો, અને ત્યાંથી **મારવાડ** ગયો. ત્યાં એને કંઈ આશ્રય ન મળવાથી એ **અમરકોટ** ગયો, જ્યાંના રજપૂત રાજાએ **એને** મદદ આપી. આ જગ્યાએ ઈ. સ. ૧૫૪૩ માં **અકબરનો** જન્મ થયો.

**અકબરનો જન્મ ૧૫૪૩.** અમરકોટમાં થોડો વખત રહ્યા પછી ૧૫૪૪ માં એ ઈરાન ગયો, ને પોતાના છોકરા અકબરને **કંદહાર** પોતાના ભાઈ પાસે મોકલાવી દીધો. **ઈરાનના રાજા** તરફે એને શિહા પંથ કબુલ કરાવી એક મોટું લશ્કર આપ્યું. આથી

એણે તુરત કાબુલ અને કંદહાર જીત્યાં (ઈ. સ. ૧૫૪૭) અને પોતાનો ભાઇ કામરાન જે એની સામે કાવત્રાં કરતો માલમ પડયો, તેની એણે આંખો ફોડાવી નાંખી ૧૫૫૩. આ પછી હુમાયુંએ એના બાહાદુર સરદાર બૈરામ સાથે લાહોર ઉપર કુચ કરી, અને ત્યાંના હાકેમ તારતારખાંને હરાવી વગર હરકતે આગળ વધ્યો. ઈ. સ. ૧૫૫૬ માં સિકંદર સુર જે દિલ્હીમાં રાજ્ય કરતો હતો, તેને સરહિંદ આગળ હરાવી એણે પોતાનાં રાજ્યનો થોડોક ભાગ પાછો જીતી લીધો; પણ એજ વરસમાં પોતાના મેહેલની સીડી પરથી પડી જવાથી એ મરણ પામ્યો.

**હુમાયું મરણ પામ્યો. ૧૫૫૬.**

## અકબર ૧૫૫૬–૧૬૦૫.

**અકબર ૧૫૫૬–૧૬૦૫.** હુમાયુંનો છોકરો અકબર ઇ. સ. ૧૫૪૩ માં અમરકોટમાં જન્મ્યો હતો. એનું ખરૂં નામ જલાલુદ્દીન હતું. એ પોતાના જન્મથી તે ઇ. સ. ૧૫૫૫ સુધી કંદહાર અને કાબુલમાં રહ્યો હતો. જ્યારે હુમાયું મરણ પામ્યો, ત્યારે એ માત્ર ૧૩ વરસની વયનો હતો. આ કારણને માટે પાંચ વરસ સુધી સઘળો રાજકારભાર એના પ્રધાન બૈરામે ચલાવ્યો. સિકંદર સુર અને મહમદ આદિલશાહનો વજીર હેમુ અકબરની સામે લડવાને એક મોટું લશ્કર લઈ ગયા. પેહેલાં હેમુએ કેટલીક જગ્યા ઘણી બાહાદુરીથી લડાઈ કરીને જીતી લીધી, પણ પાછળથી પાણીપતનાં મેદાનમાં બૈરામે તેને હરાવ્યો, અને મારી નાંખ્યો ઇ. સ. ૧૫૫૬. સિકંદર પણ થોડા વખતમાં અકબરને તાબે થયો. ઇ. સ. ૧૫૬૦ માં અકબરે પોતાના પ્રધાનના હાથમાંથી ૧૮ વરસની વયે સઘળી સત્તા છીનવી લીધી, કારણ કે એ ગર્વિષ્ઠ અને તીખા સ્વભાવનો થયો હતો એટલુંજ નહીં પણ પોતાની સત્તાનો ગેરઉપયોગ કરવા લાગ્યો હતો. બૈરામે પોતાની સત્તા ખોવાથી એક બંડ ઉઠાવ્યું, પણ અકબરે તુરત તે બેસાડી દીધું. આ પછી બૈરામ મક્કે જવા નિકળ્યો પણ ગુજરાતમાં તેને કોઇ પઠાણે મારી નાંખ્યો ઇ. સ. ૧૫૬૦.

**પાણીપતની લડાઇ ૧૫૫૬.**

**બૈરામને મારી નાંખ્યો ૧૫૬૦.**

ખાનઝમાન, રાજબાહાદુર, આદમખાં, અબ્દુલખાં અને બીજા ત્રણ મુસલમાન સરદારો અકબરની સત્તા સામા થયા, અને બંડ ઉઠાવ્યાં. અકબર એ સઘળા સામે સાત વરસ સુધી લડયો, અને તેમને વશ કર્યા (૧૫૬૦—૧૫૬૭).

આ પછી આ પાદશાહ જેપુરનો રાજા ભારમલ, ઉદેપુર (ચિતોડ) ના

**અકબરે ચિતોડ જીતી લીધો ૧૫૬૭.** સંગ રાજાનો છોકરો ઉદયસિંગ, અને જોધપુરના રાજા **માલ**દેવ જોડે ૧૫૬૭—૧૫૭૨ સુધી લડયો, અને ચિતોડ જીતી લઈ અકબર **જો**ધપુરના રાજા **માલ**દેવની છોકરી જોડે પરણ્યો. **જાં**હાંગીર આ રાણીનો કુંવર હતો. **જે**પુરના રાજા **ભ**ગવાનદાસે પણ અકબરને કન્યા દીધી. આ રાજાએ તેમજ તેના કુંવર **મા**નસિંગે અકબરને તેના શત્રુઓને વશ કરવાને ઘણી મદદ આપી, અને તેઓ આ પાદશાહથી બહુ માન પામ્યા. અકબરે સઘળા રજપૂત રાજાઓને વશ કર્યા ખરા, પણ તેઓએ પાછળથી પોતાના રાજ્યનો ઘણો ખરો ભાગ જીતી લીધો, અને ઉદેપુર રાજધાની કરી.

અકબરે પોતાનાં લાંબાં રાજ્યમાં ગએલી જગ્યાઓ પાછી જીતી લીધી, અને ઘણી નવી જીતો મેળવીઃ—

૧૫૭૩—**ગુ**જરાત જીતી લઇ તે પોતાનાં રાજ્ય સાથે જોડી નાંખ્યું.
૧૫૭૬—**બં**ગાળા પાછું જીતી લીધું.
૧૫૮૬—**કા**સ્મીર સર કર્યું.
૧૫૯૨—**ઓ**ઢિઆ તાબે કર્યું.
૧૫૯૨—**સિં**ધ જીતી લીધું.
૧૫૯૪—**કં**દહાર પાછું મેળવ્યું.

૧૫૯૫—અકબરે **અ**હમદનગર જીતવાને પોતાના છોકરા **મો**રાદ અને એના આગલા વજીર બેરામના છોકરા **મિ**રજાખાંને મોકલ્યા, પણ

**ચાંદબીબી.** ત્યાંની રાણી **ચાં**દબીબીએ ઘણી બાહાદુરીથી તે જગ્યાનો બચાવ કર્યો, અને **મો**રાદ અને **મિ**રજાખાંના લશ્કરને મારી કાઢયું. આખરે ૧૫૯૯ માં જ્યારે એ રાણીનું તેણીના વેરીઓએ ખુન કર્યું, ત્યારે ત્યાંની થોડીક જગ્યા અકબરે જીતી લીધી, અને **ચાં**દબીબીના છોકરા **નિ**ઝામશાહને **ગ્વા**લિઅરના કિલ્લામાં કેદ કર્યો; બાકીની થોડીક

**મલીકઅંબર.** જગ્યા ત્યાંના હબસી વજીર **મ**લીકઅંબરે પોતાના મરણ (૧૬૨૬) સુધી બચાવી રાખી. આ જગ્યા પણ આખરે અકબરના પૌત્ર **શા**હજહાંએ ૧૬૩૭ માં જીતી લીધી.

૧૬૦૧—અકબરે **ખા**નદેશ ખાલસા કર્યો.

આ પ્રમાણે આ પાદશાહે પોતાની સત્તા ઘણી ફેલાવી, તેમજ પોતાની રૈયતને ઘણી સુખી કરી. બધા મુસલમાન રાજાઓમાં એ ઉત્તમ રાજા હતો. એણે હિંદુઓ ઉપરનો જજીઆવેરો કાઢી નાંખ્યો, અને ધર્મને માટે કોઇને પીડા કરી નહીં. પોતે ઘણો ભણેલો હોવાથી દરેક જાતની વિદ્યાને એ ઉત્તેજન આપતો. એણે મેહેસૂલ લેવાની રીતમાં સુધારો કર્યો, હિંદુ-

ઓને તેમની લાયકી પ્રમાણે ઉંચા હોદ્દા આપ્યા, ગેરવાજબી કરો કાઢી નાંખ્યા, અને સતી થવાની માઠી ચાલનો અટકાવ કર્યો. અકબરના વખતમાં ઘણાક મહાન પુરૂષો હતા, જેમાં મુખ્ય રાજા ટોડરમલ નામે એક હિંદુ, જે મેહેસૂલ ખાતાનો વડો હતો તે, અને એ પાદશાહનો વજીર અબુલફઝલ જેણે "આઇને અકબરી" નામનાં પુસ્તકમાં અકબરનું જન્મ ચરિત્ર લખ્યું છે, તેઓ હતા. અકબરને ત્રણ છોકરા હતા—(૧) સલીમ જેણે ૧૬૦૧ માં પોતાના બાપ સામેજ બંડ ઉઠાવ્યું હતું, અને જે અકબર પછી ગાદીએ બેઠો, (૨) મોરાદ જે ૧૫૯૯ માં મરણ પામ્યો, અને (૩) ડેનિઅલ જે ૧૬૦૪ માં મરણ પામ્યો. એનો વડો પુત્ર સલીમ સારી ચાલનો ન હોવાથી અકબરને ઘણું દુઃખ લાગતું, તોપણ મરતી વેળા એણે પોતાના સઘળા ઉમરાવોને બોલાવી તેમના દેખતાં સલીમને રાજ્યનો વારસ ઠરાવ્યો, જેથી કરીને કે એના મરણ પછી રાજ્યમાં ગાદી માટે કાંઇ બખેડા થાય નહીં. અકબર ઇ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો. એની લાસ આગ્રામાં દાટવામાં આવી હતી.

**અકબરના છોકરા સલીમ, મોરાદ, ડેનિઅલ.**

**અકબર મરણ પામ્યો ૧૬૦૫.**

## સલીમ ૧૬૦૫–૧૬૨૭.

**સલીમ ૧૬૦૫–૧૬૨૭.**

અકબરના વડા છોકરા સલીમે ગાદીએ બેસતાં જાંહાંગીર એટલે "દુનિયાં જીતનાર" એવું નામ ધારણ કર્યું. એણે અહમદનગર, બિજાપુર અને ગોવળકોંડાના રાજ્યો પર હુમલો કરી ખંડણી લીધી, અને એના છોકરા શાહજહાંએ ઉદેપુર ઉપર હુમલો કરી ત્યાંના રાણાને હરાવ્યો. આરંભમાં સલીમે એના બાપનાં કીધેલાં સર્વ કામો જારી રાખ્યાં, પણ પાછળથી તેમ કર્યું નહીં. ઇ. સ. ૧૬૧૧ માં જાંહાંગીર નુરજહાં સાથે પરણ્યો. નુરજહાં અયાઝ નામના કોઇ ગરીબ ઈરાની ઉમરાવની ઘણી રૂપાળી બેટી અકબરનાં જનાનખાનામાં તેણીની મા જોડે જતી. જ્યારે અકબર જીવતો હતો ત્યારે સલીમે તેને જોઈને તેની સાથે પરણવા માગ્યું, પણ અકબરે તેમ ન કરતાં તેને શીરઅફગાન નામના એક બાહાદુર હાકેમ સાથે પરણાવી. જ્યારે સલીમ ગાદીએ બેઠો ત્યારે તેણીની સાથે પરણવાના વિચારથી તેણીના ભરથારને તેણે સમજાવ્યો; પણ જ્યારે તેણે તેમ કરવા ના કહી ત્યારે જાંહાંગીરે તેને મારી નંખાવ્યો. આથી નુરજહાં ઘણી ગુસ્સે થઈ, પણ આખરે થોડા વખતમાં તેણી સલીમ જોડે પરણી, અને તેણીના બાપ અને ભાઇને તેણીએ મોટી મોટી પદ્દીઓ અપાવી.

**જાંહાંગીર નુરજહાં જોડે પરણ્યો ૧૬૧૧.**

**સલીમના છોકરા ખુશરૂ, પરવીઝ, શાહજહાં અને શહેરિઆર.** સલીમને પોતાના છોકરાઓથી ભારે દુઃખ ખમવું પડ્યું હતું. એના વડા છોકરા **ખુશરૂ**એ એની સામે બંડ ઉઠાવ્યું, પણ તે આ પાદશાહે તુરત બેસાડી દીધું, અને ખુશરૂને **ગ્વાલિઅર**ના કિલ્લામાં કેદ કર્યો, જ્યાં તે ૧૬૨૧ માં મરણ પામ્યો. એનો બીજો છોકરો **પરવીઝ** જેને એણે દક્ષિણનો સૂબો બનાવ્યો હતો તે ૧૬૨૬ માં મરણ પામ્યો. ઇ. સ. ૧૬૨૩ માં એના ત્રીજા છોકરા **શાહજહાં**એ પણ બંડ ઉઠાવ્યું, કારણકે સલીમની મરજી પોતાના ચોથા છોકરા **શહેરિઆર**ને ગાદી આપવાની હતી.

**મોહોબતખાંએ સલીમને કેદ કર્યો ૧૬૨૬.** ઇ. સ. ૧૬૨૫ માં **નુરજહાંને મોહોબતખાં** નામના એક અમીર જોડે કજીઓ થયો, કારણકે એ અમીરે સલીમના બીજા છોકરા **પરવીઝ**નો પક્ષ કર્યો હતો. **નુરજહાંએ** એના-પર ખોટાં તોહોમતો મુકી એને ઘણો સતાવ્યો, તેથી આ અમીરે ૫,૦૦૦ રજપૂત સ્વારો લઇ સલીમને કેદ કર્યો ૧૬૨૬. **નુરજહાંએ સલીમ**ને છોડવવાના ઘણાક ઉપાયો લીધા, અને આખરે તેને છોડવ્યો. કેદમાંથી છુટ્યા પછી તે થોડા વખતમાં

**સલીમ મરણ પામ્યો ૧૬૨૭.** કાશ્મીરથી **લાહોર** જતાં તેની ૬૦ વરસની વયે ઇ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યો. આ રાજાની દરબારમાં

**કેપ્તન હોકિન્સ ૧૬૦૭.** ઇ. સ. ૧૬૦૭ માં "કમ્પનીએ" કેપ્તન **હોકિન્સ** નામના એક ગૃહસ્થને મોકલ્યો હતો; અને પછી ઇંગ્લાંડના પેહેલા **જેમ્સ** રાજા તરફથી અંગ્રેજી એલચી **સર ટોમસ રો** ૧૬૧૫ માં આવ્યો હતો.

**સર ટોમસ રો ૧૬૧૫.** એ બન્નેને સલીમે પેહેલાં સારો આવકાર દીધો, પણ પાછળથી **મોકિબખાં** નામના સૂબાના, તેમજ **નુરજહાંનો** ભાઈ **અસોફખાં** જે વઝીર થયો હતો તેના, અને સલીમના છોકરા **શાહજહાંના** સમજાવ્યાથી પાદશાહે તેમને દરબાર છોડી જવાનો હુકમ કર્યો.

**સલીમ** સમજણવાળો અને ઇનસાફી પણ દારૂડીઓ હતો. પોતાની રૈયતની ફરિયાદ પોતે સાંભળવાને માટે પોતાના ઓરડાની અંદરથી તે જમીન સુધી એક લાંબી સાંકળ રાખતો; જે સાંકળનો છેડો તેના મેહેલમાં હતો તેની સાથે ઘંટા બાંધેલા હતા; માટે જ્યારે કોઈ ફરિયાદ કરવા જતો, ત્યારે તે સાંકળ તે ખેંચતો, જેથી ઘંટાનો અવાજ થતો, અને પાદશાહ તે માણસને પોતાની આગળ બોલાવીને તેની ફરિયાદ સાંભળી લેતો.

# શાહજહાં ૧૬૨૭–૧૬૫૮.

**શાહજહાં ૧૬૨૭–૧૬૫૮.** શાહજહાંએ જેવા પોતાના બાપના મરણના સમાચાર સાંભળ્યા કે તુરત **આગ્રે** ગયો. એનો ભાઇ **શહેરિઆર** એની સામો થયો, પણ શાહજહાંએ નુરજહાંના ભાઈ **અસોફ્‌ખાં**ની મદદથી તેને હરાવી મારી નાંખ્યો. દક્ષિણનો સૂબો **ખાંજહાં** લોદી પણ આ પાદશાહની સામો થયો (૧૬૨૯), અને અહમદનગરના રાજા સાથે મળી જઇ લડવા તૈયાર થયો. શાહજહાંએ **અસોફ્‌ખાં**ને એક લશ્કર આપી મોકલ્યો, જેણે **ખાં**જહાંને હરાવ્યો. આ પાદશાહે **કાબુલ** તથા દક્ષિણમાં લડાઇઓ ચલાવી, અને જય મેળવ્યો. **બિજાપુર** તથા **ગોવળકોંડા**નાં રાજ્યો, જે આ વખત સુધી સ્વતંત્ર રહ્યાં હતાં, તેમની ઉપર ચઢાઈ કરી ખંડણી લીધી. મરેઠી રાજ્યનો સ્થાપનાર **શિવાજી**નો બાપ **શાહજી બિજા**પુરની ચઢાઇની વખતે શાહજહાં સામે ઘણી બાહાદુરીથી લડયો હતો. શાહજહાંએ ૧૬૩૧ માં બંગાળામાં **પોર્ટુગીઝ** લોકનાં જે થાણાં હતાં, તે સઘળાં લઇ લીધાં, અને તેમને ત્યાંથી હાંકી કાઢયા. ઇ० સ० ૧૬૩૭ માં **કંદહાર** શાહજહાંને હાથ આવ્યું પણ ૧૬૪૯ માં ઈરાનીઓએ તે પાછું જીતી લીધું. **નુરજહાં** સલીમના મરણ પછી રાજ્યની સઘળી ખટપટ છોડી દેઇ એકાંત જગ્યામાં જઈ રહી, જ્યાં તેણી ૧૬૪૬ માં મરણ પામી. શાહજહાંને ચાર છોકરા હતા—**દારા સુજા, ઔરંગજેબ** અને **મુરાદ**. એ ચારેમાં જુદા જુદા ગુણો હતા. દારા બાહાદુર પણ ભોળો હતો; સુજા વિષયી અને હિચકારો હતો; ઔરંગજેબ લોભી બુદ્ધિવાન, બાહાદુર, અને કપટી હતો; અને મુરાદ વિષયી અને કમઅક્કલનો પણ બાહાદુર હતો. આ ચાર છોકરા શિવાય **પાદ**શાહબેગમ અને **રોશનરાય** નામની શાહજહાંને બે છોકરી હતી.

**લોદીએ બંડ ઉઠાવ્યું ૧૬૨૯.**

**નુરજહાં મરણ પામી ૧૬૪૬.**

**શાહજહાંના છોકરા–દારા સુજા, ઔરંગજેબ અને મુરાદ.**

ઇ. સ. ૧૬૫૭ માં શાહજહાં ઘણો માંદો પડયો, ત્યારે દારા તેના બાપ પાસે **આગ્રે** હતો, સુજા **બંગાળા**માં, ઔરંગજેબ **દક્ષિણ**માં, અને મુરાદ **ગુજરાત**માં હકુમત ચલાવતા હતા.

જ્યારે આ છોકરાઓએ પોતાના બાપના મંદવાડના સમાચાર સાંભળ્યા, ત્યારે **સુજા** અને **મુરાદે** ગાદીના ધણી થવાના વિચારથી પાયતખ્ત ભણી કુચ કરી. **ઔરંગજેબ**, ગોવળકોંડાના પ્રખ્યાત સરદાર **મિરજુમલા**ને પોતાના પક્ષમાં લઇ, પોતાના બેવકુફ ભાઇ **મુરાદ** સાથે મળી ગયો, અને તેને સમજાવ્યું કે મારે તો **મક્કે** જઈ

**ઔરંગજેબના છળ ભેદ.**

ભક્તિ કરી મારો વખત કાઢવો છે; પણ હું એમ કરૂં તે પેહેલાં મારી ઈચ્છા તને ગાદી અપાવવાની છે, કારણ કે તારા શિવાય બિજા ભાઇઓ રાજ્ય ચલાવવાને યોગ્ય નથી. મુરાદે ઔરંગજેબના બોલવા પર પૂર ભરોસો રાખ્યો, અને તેની સાથે મળી ગયો. પેહેલાં દારાએ પોતાના ભાઈ સુજાને ૧૬૫૭ માં કાશી આગળ હરાવ્યો; પણ ૧૬૫૮ માં ઔરંગજેબ અને મુરાદે દારાના સેનાપતિ જસવંતસિંહને પેહેલાં ઉજ્જણ આગળ, અને પછી તેજ વરસમાં દારાને આગ્રા આગળ હરાવ્યો. એમ કહેછે કે દારાના હાથીને કંઈ લાગ્યાથી તે ઘણો મસ્તાન થયો, માટે દારા નીચે ઉતરી પડયો; પણ લશ્કરને તે વિષે કંઈ ખબર ન હોવાથી, તેમજ વળી હાથીને ખાલી જોવાથી, તેઓએ એમ વિચાર્યું કે દારા માર્યો ગયો—અને તેથી તેઓ સઘળા નાસી ગયા. દારા આગ્રા આગળ હારી ગયા પછી દિલ્હીમાં નાસી ગયો. ઔરંગજેબે આ ફતેહ મેળવ્યા પછી તુરત પોતાના બાપને એક કિલ્લામાં પૂર્યો, અને દારાની પુઠે દિલ્હી ગયો. રસ્તે જતાં ઔરંગજેબે મુરાદને કેદ કર્યો, અને દિલ્હીમાં પોતાના નામની દુવાઇ ફેરવી ઇ. સ. ૧૬૫૮.

**કાશીની લડાઇ ૧૬૫૭.**
**ઉજ્જણની લડાઇ ૧૬૫૮.**
**આગ્રાની લડાઇ ૧૬૫૮.**

શાહજહાં ૧૬૬૮ માં બંદીખાને રહીને મૂઓ. તાજમેહેલ જે એક અતિ સુંદર ઈમારત છે, તે આ પાદશાહે પોતાની બેગમ મુમતાજમહાલની યાદગારી સારૂ બંધાવ્યો હતો. શાહજહાં ન્યાયી અને ખબરદાર હતો, અને પ્રજાપર ઘણું હેત રાખતો હતો. એણે એક ઘણુંજ સુંદર તખ્ત બનાવ્યું જે બનાવવાનો ખરચ ૬॥ કરોડ રૂપિઆનો થયો હતો.

**ઔરંગજેબે પોતાના નામની દુવાઇ ફેરવી ૧૬૫૮.**
**શાહજહાં મરણ પામ્યો ૧૬૬૮.**

## ઔરંગજેબ ૧૬૫૮–૧૭૦૭.

ઔરંગજેબ અથવા આલમગિર પેહેલાએ પોતાના ભાઇઓને દગાથી તેમજ ખુલ્લી રીતે લડાઈઓ કરીને વશ કર્યાઃ—દારા જ્યારે મુલતાનથી નાસી જતો હતો ત્યારે તેને ત્યાંના સૂબા જહાનખાંએ પકડી ઔરંગજેબ પાસે મોકલાવી આપ્યો, જેણે ૧૬૫૯ માં તેને મારી નંખાવ્યો. સુજા ૧૬૫૯ માં *કજવાની લડાઇમાં હારી જઇ આરાકાન નાસી ગયો, જ્યાં તે ૧૬૬૦ માં મરણ

**ઔરંગજેબ અથવા આલમગિર પેહેલો ૧૬૫૮–૧૭૦૭.**
**કજવાની લડાઇ ૧૬૫૯.**

* કજવા—અલાહાબાદથી આસરે ૩૦ મૈલ દૂર.

પામ્યો; અને મુરાદને કંઇ બહાનું કાઢી ૧૬૬૧ માં મારી નાંખ્યો. આ પ્રમાણે એણે પોતાના હરીફોને મારી નાંખી "**આલમગિર**" અથવા દુનિયાં જીતનારના નામથી રાજ્ય ચિન્હો ધારણ કર્યા. શાહજહાંને બંદીખાનેથી છોડવવાને **જો**ધપુરના રાજા **જ**સવંતસિંહે અને બીજા કેટલાકોએ યુક્તિઓ કરી હતી પણ તેમાં તેઓ ફાવ્યા ન હતા.

**ઔ**રંગજેબે પોતાના બાપથી ઉલટી રીતે ચાલીને હિંદુઓ ઉપર ભારે વેરો નાંખ્યો, અને તેમનાં દેહેરાં લૂટી તેમના ઉપર ઘણી તરેહના ધર્મ સંબંધી જુલમો ગુજાર્યા. આથી તેનાં રાજ્યમાં શાંતી રહી નહીં. દિલ્હીની

**નારોળમાં બંડ ૧૬૭૬.**

નૈરુત્ય કોણે **ના**રોળ ગામમાં **સ**તરામી નામના હિંદુઓએ બંડ ઉઠાવ્યું, અને ઔરંગજેબનાં લશ્કરને ઘણીકવાર મારી હાંકી કાઢયું. આખરે જ્યારે એ રાજા પોતે એક લશ્કર લઈ ત્યાં ગયો, અને તેમને હરાવ્યા, ત્યારે તેઓ તાબે થયા, ઈ. સ. ૧૬૭૬.

**જો**ધપુરના રાજા **જ**સવંતસિંહે ઔરંગજેબને હિમ્મતથી એક કાગળ લખી હિંદુઓપર જુલમ નહીં ગુજારવાને સમજાવ્યો; પણ આ પાદશાહે તે ઉપર કંઈ ધ્યાન આપ્યું નહીં એટલુંજ નહીં, પણ ૧૬૭૭ માં **જસ**વંતસિંહના મરણ પછી એ તેની સ્ત્રી અને બે કુંવરો ઉપર પણ જુલમ ગુજારવા લાગ્યો; આથી **જે**પુરનો રાજા **રા**મસિંહ, **મે**વાડનો **રા**જસિંહ, અને બીજા ઘણાક રજપૂત રાજાઓ ઔરંગજેબની સામા થયા. એમને વશ કરવાને પાદશાહે પોતાના છોકરા **મો**આજીમ, **આ**જમ, અને **અ**કબરને એક મોટું લશ્કર આપી મોકલ્યા, જેઓએ તેમને હરાવી તેમના ઉપર બહુ જુલમ ગુજાર્યો. ઔરંગજેબે ૧૬૮૩–૧૭૦૭ સુધી **દ**ક્ષિણમાં લડાઇઓ ચલાવી અને ૧૬૮૬ માં **સિ**કંદર આદિલશાહને હરાવીને **બિ**જાપુર, ૧૬૮૭ માં **અ**બુલહુસેનને હરાવીને **ગો**વળકોંડા, અને ૧૭૦૦ માં **સ**તારા જીતી લીધાં. ઇ. સ. ૧૭૦૧ માં અંગ્રેજી એલચી **સર**

**અંગ્રેજી એલચી સર વિલિઅમ નોરિસ ૧૭૦૧.**

**વિ**લિઅમ **નો**રિસે ઔરંગજેબની ભેટ લીધી હતી. આ પાદશાહે પોતાની સત્તા છેક કન્યાકુમારિ સુધી ફેલાવી, અને જમાબંધીની ઉપજના ૩૬ કરોડ રૂપિઆ વસુલ કર્યા. એના જુલમને લીધે રજપૂતો જેઓ લાંબો વખત થયા મોગલ વંશના રાજાઓના મિત્ર હતા, અને લડાઇ વખતે તેમને મદદ કરતા, તે લોકો તેમજ **મ**રેઠા લોકો એના કટ્ટા વેરી થયા, જેમને એ મરણ પામ્યો ત્યાંસુધી વશ કરી શકયો નહીં.

**ઔરંગજેબ મરણ પામ્યો ૧૭૦૭.**

ઔરંગજેબ ૧૭૦૭ માં **અ**હમદનગરમાં પોતાની ૮૯ વરસની વયે મરણ પામ્યો.

ઔરંગજેબ પછી બીજા ૧૧ રાજા થઇ ગયા. એમના વખતથી રાજ્યની પડતી થવા લાગી, અને છેલ્લા પાદશાહ મહમદ બાહાદુરશાહના વખતમાં મોગલ રાજ્યનો અંત આવ્યો ૧૮૬૨.

**મોગલ વંશનો અંત ૧૮૬૨.**

ઔરંગજેબને પાંચ શાહજાદા હતા—**મહમદ** જે ૧૬૬૭ માં ગ્વાલિઅરમાં મરણ પામ્યો, **મોઆઝીમ**, **અકબર**, **આજમ**, અને **કામબક્ષ**. મોઆઝીમ **શાહઆલમ** ૧ લાના નામથી ગાદીએ બેઠો. આજમ એની સામો થયો, પણ ૧૭૦૭ માં **આગ્રા** આગળની લડાઈમાં માર્યો ગયો. **કામબક્ષ** પણ **મોઆઝીમ** સામો લડવા ગયો પણ ૧૭૦૮ માં હૈદ્રાબાદની લડાઇમાં માર્યો ગયો.

**આગ્રાની બીજી લડાઇ ૧૭૦૭.**

**હૈદ્રાબાદની લડાઇ ૧૭૦૮.**

---

## બાબ ૧૨ મો.

## શાહઆલમ ૧ લો ૧૭૦૭–૧૭૧૨.

**શાહઆલમ ૧ લો ૧૭૦૭-૧૭૧૨.** આ રાજાએ મરેઠા, રજપૂત અને શીખ લોકો સાથે દોસ્તી કરી પોતાની નબળાઇ દેખાડી. એ ઇ૦ સ૦ ૧૭૧૨ માં મરણ પામ્યો. એના વખતમાં ઉદેપુર, **માર**વાડ, અને **જે**પુરના રાજાઓ સ્વતંત્ર થયા. એણે પોતાનાં છેલ્લાં પાંચ વરસ **શીખ** લોકોને વશ કરવામાં કાઢયાં, પણ તેમાં એ ફાવ્યો નહીં.

## જહાંદારશાહ ૧૭૧૨–૧૭૧૩.

**જહાંદારશાહ ૧૭૧૨–૧૭૧૩.** જહાંદારશાહ શાહઆલમનો વડો છોકરો હતો. એણે **જુલફિકરખાં** સરદારની મદદથી પોતાના ભાઇ ભત્રિજાને મારી નાંખી ગાદી લીધી. એનો બીજો ભત્રિજો **ફરૂખશિર** જે બચી ગયો હતો, તેને **બહાર**ના સૂબા **સૈયદહુસન**ે અને **અલાહાબાદ**ના સૂબા **સૈયદ અબદલ્લા**એ મદદ આપી. આગ્રા આગળ એક મોટી લડાઇ થઇ જેમાં **જુલફિકરખાં** અને **જહાંદારશાહ** બન્ને માર્યા ગયા. ઇ૦ સ૦ ૧૭૧૩.

**આગ્રાની (૩જી) લડાઇ ૧૭૧૩.**

## ફરૂખશિર ૧૭૧૩–૧૭૧૯.

**ફરૂખશિર ૧૭૧૩-૧૭૧૯.** ફરૂખશિરનું ઉપર કહેલા બે સૈયદો આગળ કંઈ ચાલતું ન હતું. એ માત્ર નામનોજ રાજા હતો. એ મારવાડના રાજા **અજીતસિંહ**ની છોકરી જોડે પરણ્યો હતો. જ્યારે એ રાજા માંદો પડયો ત્યારે **હેમિલ્ટન** નામના એક અંગ્રેજી વૈદે તેને **સાજો** કર્યો.

આથી રાજાએ ખુશી થઇ તેને કેટલીએક જાગીરો આપી, અને અંગ્રેજી માલ પરથી જકાત કાઢી નાંખી ૧૭૧૬. ફરૂખશિરે ઉપર કહેલા સૈયદોના હાથમાંથી નિકળી જવાને ઘણાં કાવત્રાં કર્યાં. પણ આખરે તેઓએ એને મારી નાંખ્યો, અને ઔરંગજેબના છોકરા અકબરના પૌત્ર

**રફિઉદ્દરજાત ૧૭૧૯.**

રફિઉદ્દરજાત નામના એક બાળકને ગાદી આપી. આ બાળક પાંચ માસમાં મરણ પામ્યું ઈ૦ સ૦ ૧૭૧૯. એ પછી એના

**રફિઉદ્દૌલા ૧૭૧૯.**

ભાઇ રફિઉદ્દૌલાને તેઓએ ગાદીએ બેસાડ્યો. એ પણ ત્રણ માસ રહી મરણ પામ્યો ઈ૦ સ૦ ૧૭૧૯. એના મરણ પછી એજ સૈયદો જેઓ "કીંગમેકર" એટલે પાદશાહ બનાવનાર કહેવાય છે તેઓએ શાહઆલમના પૌત્ર **મહમદશાહને** ગાદી આપી. મહમદશાહ બાબરથી ગણતાં ૧૨ મો રાજા હતો.

## મહમદશાહ ૧૭૧૯–૧૭૪૮.

**મહમદશાહ ૧૭૧૯–૧૭૪૮.**

આ રાજાના વખતમાં "પાદશાહ બનાવનાર" **સૈયદો હસન** અને **અબદલ્લાની** પડતી આવી. દક્ષિણના સૂબેદાર **નિઝામઉલમુલ્કે** અને **ઓઢિઆના** સૂબા **સાદતખાંએ** તેમની સામે બંડ ઉઠાવ્યું. હસન દગાથી માર્યો ગયો, અને ઈ૦ સ૦ ૧૭૨૦ માં

**શાહપુરની લડાઇ ૧૭૨૦.**

દિલ્હી અને **આગ્રાની** વચ્ચે **શાહપુરની** લડાઇમાં **અબદલ્લા** હારી ગયો. પાંચ વરસ વજીર તરીકે કામ ચલાવી ૧૭૨૪ માં **નિઝામઉલમુલ્ક** સ્વતંત્રપણે દક્ષિણમાં રાજ્ય ચલાવવા લાગ્યો, જ્યાં તે ૧૭૪૮ માં તેની ૧૦૪ વરસની વયે મરણ પામ્યો; એના વંશજો હૈદ્રાબાદના નિઝામો છે. આ વખતે નિઝામઉલમુલ્કની પેઠે **અજમેરનો** રાજા **અજીતસિંહ** પણ સ્વતંત્ર થયો. મહમદશાહના વખતમાં **નાદિરશાહ**

**નાદિરશાહની ચઢાઈ ૧૭૩૮.**

નામના એક ઈરાનીએ ઈ૦ સ૦ ૧૭૩૮ માં હિંદુસ્તાન પર ચઢાઈ કરી; તેણે કર્નાલની લડાઇમાં મોગલોને હરાવ્યા, દિલ્હી તાબે કર્યું, ત્રીસ હજાર રહેવાસીઓને કતલ કર્યા, અને પુષ્કળ દ્રવ્ય લઈ એ પાછો ઈરાન ગયો, જ્યાં ૧૭૪૭ માં એના કોઇ શત્રુએ તંબુમાં ઘુસી જઇ એને મારી નાંખ્યો. નાદિરશાહનાં લસ્કર સાથે **અહમદશાહ** અબદલી હિંદુસ્તાનમાં એક સરદાર તરીકે પેહેલી વખત આવ્યો હતો. અહમદશાહે આ દેશ પર પછી ૭ ચઢાઈઓ કરી, અને છેલ્લી

**અહમદશાહ અબદલી.**

લડાઇમાં મરેઠાઓને **પાણીપત** આગળ ઈ૦ સ૦ ૧૭૬૧ માં હરાવ્યા. (જુઓ પ્રકરણ ૪ થું.) ઈ૦ સ૦ ૧૭૪૪ માં **અલીમહમદ** નામના એક રોહિલા જાતના લૂટારાએ ઓઢિઆમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. ઇ. સ. ૧૭૪૮ માં **અહમદશાહ** અબદલી જ્યારે હિંદુસ્તાન

**સરહિંદની લડાઇ ૧૭૪૮.** ઉપર મોટું લશ્કર લઈ ચઢી આવ્યો ત્યારે મહમદશાહે તેને **સરહિંદ** આગળ હરાવ્યો, અને એજ વરસમાં એ મરણ પામ્યો. એની પછી એનો છોકરો **અહમદશાહ** ગાદીએ બેઠો.

## અહમદશાહ ૧૭૪૮–૧૭૫૪.

**અહમદશાહ ૧૭૪૮–૧૭૫૪. અબદલીની બીજી ચઢાઇ ૧૭૪૮.** આ રાજાના વખતમાં ઘણાખરા સઘળા સૂબાઓ સ્વતંત્ર થયા. **અહમદશાહ** અબદલીએ ૧૭૪૮ માં બીજી વાર ચઢાઇ કરી ત્યારે આ રાજાએ તેને **લાહોર** તથા **મુલતાન** આપી શાંત પાડયો. આ વખતે **મલ્હારરાવ હોલ્કરે** એકાએક ચઢી આવી **દિલ્હી** જીતી લીધું. **નિઝામઉલમુલ્કના** પૌત્ર **ગાઝીઉદ્દીનની** સલાહથી અમીરોએ એ પાદશાહને પદભ્રષ્ટ કરી આંધળો કર્યો. આ રાજા ૧૭૫૪ માં કેદખાનામાં મરણ પામ્યો.

## આલમગિર ૨ જો ૧૭૫૪–૧૭૫૯.

**આલમગિર ૨ જો ૧૭૫૪–૧૭૫૯.** **ગાઝીઉદ્દીને** અહમદશાહના કાકા **આલમગિરને** ગાદી આપી. **ગાઝીઉદ્દીન**, સૈયદ હસન અને અબદલ્લાની માફક તેમનાં મરણ પછી "**કીંગમેકર**" (પાદશાહ બનાવનાર) થયો હતો, એટલે રાજ્યની સઘળી સત્તા એના હાથમાં આવી હતી. એ સરદાર ઘણો દગલબાજ હતો. પોતાનું કામ કાઢી લેવાને એ હરેક જાતના ઉપાયો લેવાને ડરતો નહીં. એણે એ રાજાનું ખુન કરાવ્યું, અને એનું માથું નદીમાં નંખાવી દેઈ એની જગ્યાએ એક છોકરાને ગાદીએ બેસાડયો. પણ આ પાદશાહને કોઈએ માન્યો નહીં, અને લોકો સામા થયા, તેથી **ગાઝીઉદ્દીનને** નાહાસવું પડયું. મરેઠા લશ્કરે **સદાશિવરાવની** સરદારી નીચે **દિલ્હી** જીતી લીધું, પણ **અબદલીએ** તે પાછું જીતી લઇ **શાહઆલમ બીજાને** ગાદીએ બેસાડયો.

## શાહઆલમ ૨ જો ૧૭૭૯–૧૮૦૬.

**શાહઆલમ ૨ જો ૧૭૫૯–૧૮૦૬.** આ પાદશાહને એના બાપના મરણ પછી લગભગ બે વરસ બાહાર રખડવું પડયું. એને **નાઝિબઉદદૌલા** નામે એક ડાહ્યો વજીર હતો, પણ તેના મરણ પછી તેના પૌત્ર **ગુલામકાદરે** એ ઘરડા રાજાને હરાવી **દિલ્હી** જીત્યું, અને તેની આંખો ફોડી નાંખી કેદ કર્યો. મરેઠાઓએ **લલિતખાં** સરદાર પાસેથી ૧૭૭૧ માં દિલ્હી પાછું જીતી લઇ **શાહઆલમને** તેના હાથમાંથી છોડવ્યો, અને પોતાના તાબામાં રાખ્યો. પણ ઇ૦ સ૦ ૧૮૦૩ માં અંગ્રેજ સરદાર **લોર્ડ લેકે** દિલ્હી જીત્યું ત્યારે તેને મરેઠાના હાથમાંથી છોડવી પેન્શન

બાંધી આપ્યું (જુઓ મરેઠાની બીજી લડાઇ). ગુલામ કાદરને સિંધિઆએ તેની ખરાબ ચાલને માટે પકડી રીબાવી રીબાવી મારી નાંખ્યો. **શાહઆલમ** ઇ૦ સ૦ ૧૮૦૬ માં મરણ પામ્યો. એના પછી એનો બીજો છોકરો **અકબર** ૨ જો નામનો પાદશાહ થયો ૧૮૦૬. એનું રક્ષણ એના બાપની માફક અંગ્રેજ સરકારથી થયું. એ ૧૬ મો રાજા ગણાય છે. એ રાજા ૧૮૩૭ મરણ પામ્યો; પછી ૧૭ મો ને છેલ્લો પાદશાહ **મહમદ બાહાદુરશાહ** થયો.

**અકબર ૨ જો ૧૮૦૬–૧૮૩૭.**

## મહમદ બાહાદુરશાહ ૧૮૩૭–૧૮૬૨.

**મહમદ બાહાદુરશાહ ૧૮૩૭–૧૮૬૨.** એ તૈમુરના વંશનો છેલ્લો અને સત્તરમો મોગલ પાદશાહ હતો. ઇ૦ સ૦ ૧૮૫૭ માં ઉઠેલા બળવામાં સામિલ થઇ બળવાખોરોને મદદ કરી અને ઘણાંજ ક્રૂર ને પાપી કર્મો કરાવ્યાં, તેથી એને રંગુનમાં દેશનિકાલ કર્યો, જ્યાં એ ૧૮૬૨ માં મરણ પામ્યો.

## મોગલ રાજાઓનાં નામ, તથા તેમની કારકીર્દિનાં વરસો.

૧.—બાબર ......૧૫૨૬—૧૫૩૦ ..................... ૫ વરસ.

૨.—હુમાયું ......૧૫૩૦—૧૫૪૦—૧૫૫૬—૧૫૫૬ ...૧૧ વરસ.

૩.—અકબર ...૧૫૫૬—૧૬૦૫ .....................૪૯ વરસ.

૪.—સલીમ ..............૧૬૦૫—૧૬૨૭............૨૨ વરસ.

૫.—શાહજહાં ............૧૬૨૭—૧૬૫૮............૩૧ વરસ.

૬.—ઔરંગજેબ ............૧૬૫૮—૧૭૦૭............૪૯ વરસ.

૭.—શાહઆલમ ૧ લો ......૧૭૦૭—૧૭૧૨............ ૫ વરસ.

૮.—જહાંદારશાહ ...........૧૭૧૨—૧૭૧૩............ ૧ વરસ.

૯.—ફરૂખશિર ............૧૭૧૩—૧૭૧૯............ ૬ વરસ.

૧૦.—રફિઉદ્દરજાત .........૧૭૧૯—૧૭૧૯............ ૫ માસ.

૧૧.—રફિઉદ્દૌલા ............૧૭૧૯—૧૭૧૯............ ૩ માસ.

૧૨.—મહમદશાહ ............૧૭૧૯—૧૭૪૮............૨૯ વરસ.

૧૩.—અહમદશાહ ............૧૭૪૮—૧૭૫૪............ ૬ વરસ.

૧૪.—આલમગિર અથવા ઔરંગજેબ ૨ જો. } ...૧૭૫૪—૧૭૫૯............ ૫ વરસ.

૧૫.—શાહઆલમ ૨ જો.......૧૭૫૯—૧૮૦૬............૪૭ વરસ.

૧૬.—અકબર ૨ જો .........૧૮૦૬—૧૮૩૭............૩૧ વરસ.

૧૭.—મહમદ બાહાદુરશાહ ...૧૮૩૭—૧૮૬૨............૨૫ વરસ.

ઔરંગજેબ પછીના પાદશાહો ઘણા નબળા હોવાથી અને મરેઠાઓનું જોર વધતું જવાથી ઘણાંક રાજ્યો મોગલ રાજ્યથી સ્વતંત્ર થયાં.

**સ્વતંત્ર રાજ્યો.** મોગલ રાજ્યો ઉપર દેખરેખ રાખવાને જે સૂબેદારો અને નવાબો હતા તેઓ પણ લાગ જોઈ તે જગ્યાના ધણી થયા. આ પ્રમાણે **દક્ષિણમાં નિઝામનું, મ્હેસૂરમાં હૈદરઅલીનું, અયોધ્યા** અને **બંગાળામાં નવાબોનું, પંજાબમાં શીખ** લોકનું, અને દક્ષિણ તથા પૂર્વ કાંઠા ઉપર **અંગ્રેજ** અને **ફ્રેન્ચ** રાજ્યો થયાં.

---

# પ્રકરણ ૪ થું.

## મરેઠી રાજ્યનું ટૂંક વર્ણન.

**મહારાષ્ટ્રનો વિસ્તાર તથા વસ્તી.** **મહારાષ્ટ્ર** અથવા **નર્મદાની** દક્ષિણ તરફનો દેશ, દક્ષિણ હિંદુસ્તાનની વાયવ્ય દિશાએ આવેલોછે. તેનો વિસ્તાર આસરે ૧,૦૨,૦૦૦ ચોરસ મૈલનો છે, અને તે માહેલી વસ્તી આસરે ૬૦ લાખ માણસની છે. એનો પ્રાચીન ઇતિહાસ જણાયલો નથી; પણ ઈ. સ. ૧૩૦૦ ના વરસમાં **અલાઉદ્દીન ખુનીએ** એ દેશ ઉપર ચઢાઇ કરી, ત્યારથી એ જાણવામાં આવ્યો છે. એ રાજા પછી દિલ્હીના અફગાન રાજાઓએ એ દેશ પર ઘણીએક સ્વારીઓ કરી એ લૂટ્યો હતો.

**બ્રાહ્મણી વંશ.** ઈ. સ. ૧૩૪૭ માં **હસન ગંગુ** અથવા **જાફરખાં** નામના મુસલમાન સરદારે દક્ષિણમાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ સરદાર પેહેલાં દિલ્હીના કોઇ **ગંગુ** નામે બ્રાહ્મણનો ગુલામ હતો, તેથી તેના વંશજો **બ્રાહ્મણી** વંશથી ઓળખાયછે. એ વંશના રાજાઓએ આસરે ૧૫૦ વરસ રાજ કર્યું. એ પછી ઇ. સ. ૧૫૦૦ માં એ આખાં રાજ્યનાં પાંચ જુદાંજ સ્વતંત્ર રાજ્યો થયાં:— ૧—**વરાડ**, ૨—**બીડર**, ૩—**ગોવળકોંડા**, ૪—**બિજાપુર**, અને ૫—**અહમદનગર**. વરાડના રાજા ઇમાદશાહી, બીડરના **બરીદશાહી**, ગોવળકોંડાના કુતુબશાહી, બિજાપુરના આદિલશાહી, અને અહમદનગરના **નિઝામશાહી** વંશથી ઓળખાતા હતા. વરાડનું રાજ્ય ૧૫૭૨ માં અહમદનગર સાથે જોડાયું; અહમદનગરનું રાજ્ય ૧૬૩૦ માં અને બીડરનું ૧૬૫૭ માં મોગલ રાજ્ય સાથે જોડાઈ ગયાં; તેમજ બિજાપુરનું ૧૬૮૬ માં અને ગોવળકોંડાનું ૧૬૮૭ માં ઔરંગજેબે પોતાનાં રાજ્ય સાથે જોડી દીધાં. દક્ષિ-

**૧-ઇમાદશાહી, ૨-બરીદશાહી, ૩-કુતુબશાહી, ૪-આદિલશાહી, ૫-નિઝામશાહી, વંશ.**

ણમાં દિલ્હીથી સ્વતંત્ર જે મુસલમાની રાજ્યો હતાં, તેમાં ઘણુંએક મરેઠા તેમનાં લશ્કરના સરદારો હતા. એ સરદારોમાં **ભોંસલે** નામે ઓળખાતું એક કુટુંબ હતું. તેમનો મુકામ **દોલતાબાદ**ની પાસે **વેરોળ** ગામમાં હતો.

**માલોજી ભોંસલે.**

એ વંશનો **માલોજી ભોંસલે** પોતાની બાહાદુરીથી ઉંચી પદ્દીએ ચઢયો, અને પોતાના છોકરા **શાહજી**નાં નિઝામશાહી વંશના **જાદવરાવ** નામના એક પ્રબળ સરદારની છોકરી સાથે લગ્ન કરાવ્યાં. આ લગ્નથી જે પુત્ર થયો તે **શિવાજી** હતો. શિવાજીના **સંભાજી** અને **વેન્કાજી** નામના બીજા બે ભાઈઓ હતા.

**શિવાજી જન્મ્યો ૧૬૨૭.**

શિવાજી મરેઠી રાજ્યનો સ્થાપનાર હતો, અને તે **સ્યુનરી**ના કિલ્લામાં ઈ. સ. ૧૬૨૭ માં જન્મ્યો હતો. તેના બાપ શાહજીને કર્ણાટકમાં રેહેવું પડતું હતું તેથી પોતાની જાગીરની દેખરેખ રાખવા, તેમજ શિવાજીને સારી રીતે ઉછેરવા માટેનું કામ તેણે **દાદાજી કોંડે** નામના એક બ્રાહ્મણને સોંપ્યું હતું. શિવાજીએ તેના હાથ તળે થોડા વખતમાં સારી તાલીમ લીધી, અને ૧૯ મે વરસે બિજાપુરના કેટલાક કિલ્લા તાબે કરી પુષ્કળ દોલત મેળવી. શિવાજીની આ ચાલથી ગુસ્સે થઈને બિજાપુરના રાજાએ શાહજીને કેદ કર્યો, જ્યાં તે ચાર વરસ સુધી રહ્યો. આખરે શિવાજીએજ તેને શાહજહાંની મદદથી છોડવ્યો, અને બિજાપુરના રાજાને વધારે દુઃખ દેવા લાગ્યો.

**શિવાજીએ અફ્ઝલખાંને મારી નાંખ્યો ૧૬૫૯.**

આથી તે રાજાએ ૧૬૫૯ માં **અફ્ઝલખાં** નામના એક સરદારને લશ્કર આપી શિવાજીને શિક્ષા કરવા મોકલ્યો; પણ શિવાજીએ તેને દગાથી મારી નાંખ્યો, અને પોતાની સત્તા વધારતો ગયો. ઈ. સ. ૧૬૬૩ માં તેણે સુરત લૂટયું અને ૧૬૬૪ માં પોતાના બાપના મરણ પછી તેણે રાજા થઇ પોતાના નામના શિક્કા પડાવ્યા, જ્યારે ઔરંગજેબે બિજાપુરનાં રાજ્ય પર હુમલો કર્યો ત્યારે શિવાજીએ તેને ઘણી મદદ કરી, અને પોતાની બાહાદુરી બતાવી; પણ પાછળથી એણે ઔરંગજેબનાજ મુલકોપર સ્વારી કરી અને ત્યાં લૂટફાટ ચલાવી, જેથી ઔરંગજેબે **શાઇસ્તખાં** અને બીજા કેટલાક સરદારોને લશ્કર આપી મોકલ્યા, અને જો કે તેઓએ એના ઘણાક કિલ્લા જીતી લીધા તોપણ તેઓ શિવાજીને વશ કરી શક્યા નહીં. થોડા વખત પછી ઔરંગજેબે પોતે એક કાગળ લખી શિવાજીને પોતાની પાસે બોલાવ્યો. આ કાગળ લખી ઔરંગજેબની મતલબ શિવાજીને કંઇ માન આપવાની નહીં હતી—પણ મરેઠા લોકોનું જોર દિનપરદિન વધતું જોઇ, એણે શિવાજી તેમજ તેના છોકરાને બંદીખાને નાંખવાનો વિચાર કર્યો હતો. ઈ. સ. ૧૬૬૬ માં એ બન્ને બાપ દીકરા ઔરંગજેબ પાસે ગયા. આ

પાદશાહે તેમને અપમાન આપી તુરત બંદીવાન બનાવ્યા. શિવાજી આથી કંઈ નિરાશ થયો નહીં, પણ ઘણીજ હોશિયારીથી જોગીને વેશે તે અને તેનો છોકરો પોતાની રાજધાની રાયગઢમાં નાસી ગયા. આ વખતથી મરેઠા ઔરંગજેબના કટ્ટા શત્રુ થયા. ૧૬૬૮ માં શિવાજીએ બિજાપુર અને ગોવળકોંડાના રાજ્યો પર ચઢાઇ કરી તેમની પાસેથી ખંડણી લીધી, અને ૧૬૭૩ માં સતારા જીતી લીધું. ૧૬૭૪ માં શિવાજીને મોટી ધામધુમથી રાજ્યાભિષેક થયા પછી પોતે મહારાજાધિરાજ પદ ધારણ કર્યું. બે વરસ પછી એક મોટું લશ્કર લઈ તેણે કર્ણાટક પર ચઢાઇ કરી, અને પોતાના ભાઇ વેન્કાજી પાસેથી તેનાં રાજ્યની પેદાશનો અર્ધો ભાગ લીધો.

**શિવાજી રાજ્યાભિષેક થયો ૧૬૭૪.**

શિવાજીને પોતાના છોકરા સંભાજીની આડી ચાલને માટે ઘણો સંતાપ થતો હતો. તેને સુધારવાને એણે ઘણાક ઉપાયો લીધા, પણ તે સઘળા ફોકટ ગયા. શિવાજી પોતાની ૫૩ વરસની ઉમરે ૧૬૮૦ માં તાવથી રાયગઢમાં મરણ પામ્યો. એને સંભાજી અને રાજારામ નામના બે દીકરા હતા. શિવાજી બાબર જેવો બાહાદુર, ચપળ, અને સાહસિક હતો. એનાં મરણથી ઔરંગજેબ ખુશી થયો ખરો, પણ બોલ્યો કે "શિવાજી એક નવાં રાજ્યનો સ્થાપનાર બાહાદુર સરદાર હતો, અને જોકે ૧૯ વરસ સુધી મેં તેને તાબે કરવાને લશ્કર મોકલ્યાં તો પણ તેથી ન ડરતાં તે પોતાનાં રાજ્યની હદ વધારતોજ ગયો."

**શિવાજી મરણ પામ્યો ૧૬૮૦.**

## સંભાજી ૧૬૮૦–૧૬૮૯.

**સંભાજી ૧૬૮૦–૧૬૮૯.**

સંભાજી પોતાની ૨૩ વરસની વયે ગાદી પર બેઠો. કલુશા નામના એક બ્રાહ્મણને એણે પોતાનો સઘળો રાજ્યકારભાર સોંપ્યો, અને પોતે મોજમજામાં પડ્યો. સંભાજી બાહાદુર પણ ઘાતકી અને વ્યસની હતો. એણે પોતાના ભાઇ રાજારામની મા તથા બીજા ઘણાકોને મારી નંખાવ્યાં. એના બાપ જેવો એ ચાલાક હતો નહીં એટલુંજ નહીં પણ તેના કીધેલા સુધારાઓ પણ એણે ટકવી રાખ્યા નહીં. જ્યારે એ નિશામાં ચકચૂર થયો હતો ત્યારે મોગલ સ્વારોએ એને એકાએક પકડી કેદ કર્યો, અને ૧૬૮૯ માં ઘણી ક્રૂર રીતે મારી નાંખ્યો. સંભાજીની બાયડી અને ૭ વરસના તેણીના છોકરાને પણ પકડી, ઔરંગજેબે કેદ કરી રાખ્યાં. આથી મરેઠાઓએ સંભાજીના ભાઈ રાજારામને રાજ પ્રતિનિધિ કર્યો.

**ઔરંગજેબે સંભાજીને મારી નંખાવ્યો ૧૬૮૯.**

## રાજારામ ૧૬૮૯–૧૭૦૦.

**રાજારામ** સંભાજીના છોકરા શિવાજી અથવા જેને ઔરંગજેબે
**૧૬૮૯–૧૭૦૦.** મશ્કરીમાં **શાહુ** (શાહુકાર) કરી નામ આપ્યું હતું, તે બંદીખાને હોવાથી **રાજારામ** રાજ્યગાદીપર બેઠો. એણે સતારામાં રાજ્યગાદીની બેઠક કરી. **ઔરંગજેબે** એની સામે લડવાને એક મોટું લશ્કર મોકલ્યું અને સતારા જીતી લીધું આથી **રાજારામ** નાસી ગયો, અને ઇ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો. એના મરણ પછી
**શિવાજી ૨ જો** એનો છોકરો **શિવાજી બીજો** જે દસ વરસની વયનો
**૧૭૦૦–૧૭૦૮.** હતો તે ગાદીએ બેઠો, અને તે છોકરાની મા **તારા**-બાઇ તેને નામે રાજ કરવા લાગી. આઠ વરસ સુધી તારાબાઈએ રાજ્ય-કારભાર ચલાવ્યો. ઔરંગજેબે તેના મરણ સુધી (૧૭૦૭) મરેઠાઓને એકદમ વશ કરવાને તરેહ તરેહના ઉપાયો લીધા, પણ તે સઘળા નિષ્ફળ ગયા.

## શાહુ ૧૭૦૮–૧૭૪૮.

**શાહુ** સંભાજીનો છોકરો **શિવાજી** અથવા **શાહુ** ઔરંગ-
**૧૭૦૮–૧૭૪૮.** જેબના મરણ પછી ૧૭૦૮ માં છુટો થયો. એ જ્યારે બંદીખાનામાં હતો, ત્યારે એને ઔરંગજેબે કંઇપણ દુઃખ દીધું ન હતું, પણ સામી તેના પર ઘણી મેહેરબાની કરી હતી. શાહુ તુરત **સતારામાં** આવ્યો, અને ત્યાં ૨૪ વરસની ઉમરે પોતાની રાજધાની કરી ગાદીએ બેઠો; તારાબાઇએ "તે શાહુ રાજા પોતે નથી, પણ એક ઠગારો છે" એમ કહીને તેને પેહેલાં ગાદીએ બેસવા દીધો નહીં. પણ તેણી ફાવી નહીં, અને છેવટે તેણીના છોકરા **શિવાજી** સાથે **કોલાપુર** જઇ ત્યાં તેણીએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. શાહુએ બંદીખાનામાં રહી ૧૮
**પેહેલો પેશ્વા** વરસ સુધી મોજમજામાં પોતાનો વખત ગુજાર્યો હતો,
**બાલાજી** માટે તે બરાબર રાજ્ય ચલાવવાને અશક્ત હતો. આથી
**વિશ્વનાથ** તેણે પોતાનો સઘળો રાજ્યકારભાર **બાલાજી વિશ્વ**-
**૧૭૧૪–૧૭૨૦.** નાથ નામના એક બ્રાહ્મણને પોતાનો પ્રધાન બનાવી સોંપી દીધો ઇ. સ. ૧૭૧૪. આ અને એની પછીના સઘળા પ્રધાનો **પેશ્વા**ના નામથી ઓળખાવા લાગ્યા. બાલાજી વિશ્વનાથે પ્રધાન તરીકે મ-રેઠી રાજ્ય ઘણું સરસ રીતે ચલાવ્યું, અને રાજ્યની હદ ઘણી વધારી. આ વખતથી રાજ્યની સઘળી સત્તા પેશ્વાઓના હાથમાં આવી. બાલાજી
**બીજો પેશ્વા** વિશ્વનાથ ૧૭૨૦ માં મરણ પામ્યો ત્યારે શાહુએ બાલા-
**બાજીરાવ** જીના છોકરા **બાજીરાવ**ને પેશ્વા નિમ્યો. બાજીરાવ બાલા-
**૧૭૨૦–૧૭૪૦.** જીના હાથ નીચે **દામાજી ગાયકવાડ** નામે એક શૂરો

સરદાર હતો. એ પોતાની બાહાદુરીથી મોટી પદ્વીએ ચઢયો હતો; એના વંશજો હાલ વડોદરામાં રાજ્ય ચલાવે છે. દામાજી શિવાય બિજા ઘણા શૂરા પુરૂષો બાજીરાવના હાથ નીચે ચાકરી કરતા હતા, તેમાં મુખ્ય ભરવાડના વંશનો **મલ્હારરાવ હોલ્કર** અને પેશ્વાનાં પગરખાં સાચવનારના વંશનો **રાણોજી સિંધિઆ** હતા. મલ્હારરાવના વંશજો હાલ **ઇંદોર**માં અને રાણોજી સિંધિઆના **ગ્વાલિઅર**માં રાજ્ય ચલાવેછે. ઇ. સ. ૧૭૩૪ માં સેનાપતિ

**ડભોઇનીલડાઇ ૧૭૩૪.** ત્રિંબકરાવ ડાભાડે બાજીરાવની સત્તા સામે થયો, પણ ડભોઈની લડાઈમાં તે માર્યો ગયો.

દક્ષિણનો સૂબેદાર **નિઝામઉલમુલ્ક** જે એક બાહાદુર અને ચતુર સરદાર હતો અને જે ૧૭૨૪ માં **હૈદ્રાબાદ**માં મોગલ રાજ્યથી સ્વતંત્ર થઈ રાજ્ય કરવા લાગ્યો, તેણે મરેઠા લોકનું બળ ઘણું વધતું જતું જોઈને તેમની વચ્ચે માંહોમાંહે કુસંપ કરાવવાની કોશેશ કરી, અને કોલાપુરના રાજાને પેશ્વા સામે લડવાને ઉશ્કેર્યો, પણ તેમાં તે ફાવ્યો નહીં. વળી જ્યારે મરેઠી ફોજે **દિલ્હી** ઉપર હુમલો કર્યો ત્યારે નિઝામઉલમુલ્ક મોગલ પાદશાહની મદદે ગયો, પણ તેમાં તેણે ૧૭૩૬ માં **ભોપાળ** આગળ

**ભોપાળની લડાઇ ૧૭૩૬.** સખત હાર ખાધી, અને તેને **માળવા** પ્રાંત, **ચંબલ** અને **નર્મદા** નદીની વચ્ચેનો મુલક, તેમજ ૫૦ લાખ રૂપિઆ મરેઠા લોકને આપવા પડયા. બાજીરાવનો મુખ્ય મદદગાર એનોજ ભાઇ **ચિમનાજી આપા** હતો.

૧૭૩૯ માં મરેઠા લોકે **પોર્ટુગીઝ** લોકના હાથમાંથી **વસાઈ** જીતી લીધું. આ પ્રમાણે શાહુ રાજાના પ્રધાન અથવા બીજા પેશ્વા **બાજીરાવે** ઘણીક જગ્યા મોગલ રાજા તેમજ બીજાઓના હાથમાંથી જીતી લઇ રાજ્યની હદ વધારી, અને **ગુજરાત** અને **માળવા**ના રાજાઓ પાસેથી ખંડણી

**ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ ૧૭૪૦–૧૭૬૧.** **શાહુ મરણ પામ્યો ૧૭૪૮.** **રામરાજા ૧૭૪૮–૧૭૭૭.** **શાહુ ૨ જો ૧૭૭૭–૧૮૧૮.**

લીધી. બાજીરાવ ૧૭૪૦ માં મરણ પામ્યો. એની પાછળ એનો છોકરો **બાલાજી બાજીરાવ** ત્રીજો પેશ્વા થયો ૧૭૪૦–૧૭૬૧. **શાહુ** રાજા **સતારા**માં મોજમજાહ ભોગવીને ઈ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યો. એને કંઈ સંતાન ન હોવાથી એણે કોલાપુરના **રામ**રાજાને દત્તક કરી લીધો, જે એની પછી ગાદીએ બેઠો. શિવાજી જેને તેની મા **તારાબાઈ**એ ૧૭૦૦ ના વરસમાં ગાદીએ બેસાડયો હતો તેનો દીકરો એ **રામરાજા** હતો. રામરાજા ૧૭૭૭ માં મરણ પામ્યો. એની પછી **શાહુ ૨ જો** (૧૭૭૭–૧૮૧૮), પછી

**પ્રતાપસિંહ ૧૮૧૮-૧૮૪૦. આપા સાહેબ ૧૮૪૦-૧૮૪૮.** **પ્રતાપસિંહ** અથવા **બાલા સાહેબ** (૧૮૧૮-૧૮૪૦), અને છેલ્લો **શાહજી** અથવા **આપા સાહેબ** (૧૮૪૦-૧૮૪૮) માત્ર નામના રાજા થઈ ગયા. રાજ્યનો સઘળો કારભાર પેશ્વા ચલાવતા આવ્યા, માટે રાજ્યમાં ફેરફાર, ચઢાઈ ઇત્યાદિ પેશ્વાના વર્ણનમાં આવશે.

શાહુના મરણ પછી પેશ્વાઓ પુનામાં રહી પોતાનો સઘળો કારભાર ચલાવવા લાગ્યા. મરેઠાઓમાં **ત્રિંબકરાવ મામા** અને **હરીપંત** સરસ લડવૈયા, અને **સકારામ બાપુ** તથા **નાના ફડનવીસ**, સરસ રાજકારભારીઓ થઈ ગયા.

ઈ. સ. ૧૮૦૦ માં **નાના ફડનવીસ**ના મરણ પછી મરેઠી રાજ્યની પડતી થઇ.

## મરેઠી રાજાઓનાં નામ તથા સાલ.

૧.—શિવાજી..................૧૬૬૪—૧૬૮૦
૨.—સંભાજી..................૧૬૮૦—૧૬૮૯
૩.—રાજારામ ..............૧૬૮૯—૧૭૦૦
૪.—શિવાજી ૨ જો...........૧૭૦૦—૧૭૦૮
૫.—શાહુ.....................૧૭૦૮—૧૭૪૮
૬.—રામરાજા ...............૧૭૪૮—૧૭૭૭
૭.—શાહુ ૨ જો..............૧૭૭૭—૧૮૧૮
૮.—પ્રતાપસિંહ (બાલા સાહેબ). ૧૮૧૮—૧૮૪૦
૯.—શાહજી (આપા સાહેબ)...૧૮૪૦—૧૮૪૮

**અમ્બુરની પેહેલી લડાઇ ૧૭૪૧. ઉદગીરની લડાઈ ૧૭૬૦.** ત્રીજા પેશ્વા **બાલાજી બાજીરાવે** કર્ણાટકપર હુમલો કરી ત્યાંના નવાબ **દોસ્તઅલી**ને ૧૭૪૧ માં **અમ્બુરની** લડાઈમાં હરાવ્યો, કારણ કે તે પોતાના કાકા **સાદતુલ્લા**ના મરણ પછી મરેઠા લોકની પરવાનગીવગર ત્યાંનો નવાબ થઈ પડયો હતો. ૧૭૫૭ માં એણે કર્ણાટક પર પાછો હુમલો કર્યો, અને મ્હેસૂર અને આર્કટના નવાબ પાસેથી ખંડણી લીધી. ૧૭૬૦ માં નિઝામને પાછો ઉદગીરની લડાઈમાં હરાવ્યો. આ વખતે મરેઠા લોકનો સેનાપતિ **સદાશિવરાવ** હતો. એણે નિઝામ-ઉલમુલકના છોકરા **સલાબતજંગ** પાસેથી પણ ઘણાક મુલકો જીતી લીધા. આ પેશ્વાના વખતમાં મરેઠા ઉપર એક ભારે આફત આવી પડી, જેથી તેમનું જોર ઘણુંજ નબળું પડી ગયું:—

**અફ્ગાનીસ્તાન**નો સુલતાન **અહમદશાહ અબદલી** જેણે હિંદુસ્તાન પર ૭ વાર ચઢાઇ કરી હતી, તેણે ૧૭૪૬ માં પંજાબ જીતી રાજ્ય ચલાવવા માટે એક હાકેમ ત્યાં નિમ્યો હતો. આ હાકેમને ૧૭૫૮ માં મરેઠા લોકોએ મારી હાંકી કાઢયો, તેથી ૧૭૬૧ માં અહમદશાહ એક

મોટું લશ્કર લઈને હિંદુસ્તાન પર પાછો ચઢી આવ્યો, અને મરેઠા લોકોને પાણીપતના મેદાનમાં સખત હાર આપી. આ લડાઇમાં સદાશિવરાવ, વિશ્વાસરાવ, જંકોજી સિંધિઆ, ઇબ્રાહિમ ગાર્દી, અને બીજા ઘણાક બાહાદુર સરદારો માર્યા ગયા. બાલાજી આ હારથી ઘણોજ દલગીર થયો, અને તેજ વરસમાં પુનામાં મરણ પામ્યો.

**પાણીપતની લડાઇ ૧૭૬૧.**

પાણીપતની લડાઈ પછી મરેઠા લોકો માંહોમાંહે લડવા તથા આપમતલબી થવા લાગ્યા. આનું પરિણામ એ થયું કે તેમનાં પાંચ સ્વતંત્ર રાજ્યો થયાં; અને તેઓએ જુદી જુદી જગ્યામાં પોતાની સત્તા સ્થાપી:—(૧) પેશ્વાની ગાદી પુનામાં. (૨) ભોંસલાની નાગપુરમાં (૩) સિંધિઆની ગ્વાલિઅરમાં, (૪) હોલકરની ઇંદોરમાં, અને (૫) ગાયકવાડની વડોદરામાં થઇ.

## ચોથો પેશ્વા માધવરાવ ૧૭૬૧–૧૭૭૨.

**ચોથો પેશ્વા માધવરાવ ૧૭૬૧-૧૭૭૨. ચેરકુલીની લડાઇ ૧૭૭૨.**

માધવરાવ પેશ્વાએ એક મોટું લશ્કર લઈ મ્હેસૂરના રાજા હૈદરઅલી પર બે વાર હુમલો કર્યો અને તેને ૧૭૭૨ માં ચેરકુલીની લડાઇમાં હરાવી તેની કેટલીક જગ્યા જીતી લીધી. આ પેશ્વા ઘણો બાહાદુર અને વિવેકી હતો. એ ૧૭ વરસની વયે ગાદીએ બેઠો માટે થોડોક વખત સુધી રાજ્યકારભાર એના કાકા રઘુનાથરાવે ચલાવ્યો. ઉમરે પુગતાંજ એણે રઘુનાથના હાથમાંથી સઘળી સત્તા લઇ લીધી, અને ઉપર કહ્યું તેમ મ્હેસૂરમાં તેમજ દિલ્હીમાં લડાઇઓ ચલાવી.

## પાંચમો પેશ્વા નારાયણરાવ ૧૭૭૨–૧૭૭૩.

**પાંચમો પેશ્વા નારાયણરાવ ૧૭૭૨-૧૭૭૩. રઘુનાથરાવ અથવા રાઘોબા ૧૭૭૩-૧૭૭૪.**

નારાયણરાવ માધવરાવનો ભાઈ હતો. ૧૮ વરસની વયે એ પેશ્વાની ગાદીએ બેઠો, અને રાજ્યકારભાર પાછો એના કાકા રઘુનાથરાવે ચલાવ્યો. થોડા વખતમાં રઘુનાથરાવે એ પેશ્વાનું કાસળ કાઢયું, અને પોતે પેશ્વા તરીકે એક વરસ સત્તા ચલાવી. આખરે એને એ હોધ્ધો છોડી દેવાની ફરજ પડી, કારણ કે એના આ પાપી કામને લીધે એ સઘળાઓને અણગમતો થયો.

## છઠ્ઠો પેશ્વા માધવરાવ નારાયણ ૧૭૭૪–૧૭૯૫.

**છઠ્ઠો પેશ્વા માધવરાવ નારાયણ ૧૭૭૪-૧૭૯૫.**

માધવરાવ નારાયણ એના બાપ નારાયણરાવના મરણ પછી જન્મ્યો હતો. રઘુનાથરાવ (અથવા જે રાઘોબા કરી પણ કહેવાતો) જેણે નારાયણરાવને મારી નાંખી એક વરસ પેશ્વા તરીકે રાજ્યકારભાર

**સુરતની સંધિ ૧૭૭૫.** ચલાવ્યો હતો, તે આ પેશ્વાની સામો થયો, અને અંગ્રેજો સાથે મળી જઈ ૧૭૭૫ માં તેણે **સુરત** આગળ સંધિ કરી. અંગ્રેજોને તેણે મદદ બદલ **સાલ્સેટ**, અને **મુંબઈ** તથા **વસાઇ** આગળની કેટલીક જગ્યા આપી. અંગ્રેજોએ તેને **પુના**માં પેશ્વા તરીકે ગાદીએ બેસાડવાને કર્નલ **કીટિંગ**ને એક લશ્કર આપી મોકલ્યો.

**આરાસની લડાઇ ૧૭૭૫.** આ સરદારે ૧૭૭૫ માં **આરાસ**ના મેદાનમાં મરેઠા લોકોને હરાવ્યા. આ લડાઇમાં અંગ્રેજ તથા મરેઠી ફોજ પેહેલીજ વાર સામસામી થઇ. ગવર્નર જેનરલ હેસ્ટિંગ્સે પાછળથી **રઘુનાથરાવ** સાથની સંધિ તોડી નાંખી, અને **માધવરાવ નારાયણ**ને પેશ્વા કબુલ કરી, તેના પ્રધાન **નાનાફડનવીસ** સાથે ૧૭૭૬ માં **પુરંધર** મુકામે તહનામું કર્યું, જેથી અંગ્રેજોને માત્ર **સાલ્સેટ**

**પુરંધરનું તહનામું ૧૭૭૬.** મળ્યું. સઘળું શાંત થયા પછી મરેઠા અંગ્રેજો પાસેથી સાલ્સેટ પાછું લઈ લેવાને કાવત્રાં કરવા લાગ્યા, તેથી ગવર્નર જેનરલ **હેસ્ટિંગ્સે** પાછી રાઘોબા સાથની **સુરત**ની સંધિ કબુલ રાખી, અને રાઘોબાને ગાદીએ બેસાડવા લશ્કર મોકલ્યું. (જુઓ મરેઠા સાથની પેહેલી લડાઈ.)

માધવરાવ નારાયણના પ્રધાન **નાના ફડનવીસે** ૧૭૯૫ માં **નિઝામઅલી** સાથે *કુર્દ્દલા આગળ એક લડાઈ કરી તેને હરાવ્યો, કારણ કે

**કુર્દ્દલાની લડાઇ ૧૭૯૫.** તેણે ખંડણી ભરી ન હોતી. એજ પ્રધાને **રાઘોબા**ના છોકરા **બાજીરાવ** તથા તેના બીજા ભાઇઓને **સ્યુનરી**ના કિલ્લામાં પુરી રાખ્યા હતા, તેથી આ પેશ્વા ઘણો દલગીર થયો; અને જ્યારે તેમને છોડવવાને માટે તેનું કંઈ ચાલ્યું નહીં, ત્યારે તેણે પોતાના મેહેલની અગાસી ઉપરથી ભૂસકો માર્યો, અને બે દિવસમાં મરણ પામ્યો, ઇ. સ. ૧૭૯૫.

## સાતમો પેશ્વા બાજીરાવ રઘુનાથ (બાજીરાવ ૨ જો) ૧૭૯૫–૧૮૧૮.

**સાતમો પેશ્વા બાજીરાવ ૨ જો ૧૭૯૫–૧૮૧૮.** સાતમા પેશ્વા બાજીરાવ ૨ જાનું **નાના** ફડનવીસ પાછો પ્રધાન તરીકે કામ ચલાવવા લાગ્યો. બાજીરાવની ધારણા **દોલતરાવ સિંધિઆ** અને **નાના ફડનવીસ** જેઓ તેના ઉપર પોતાનું દબાણ ઘણું ચલાવતા હતા, તેમને દૂર કરવાની હતી. આ વિચારથી એણે નાના ફડનવીસને પકડી **અહ-**

---

* કુર્દ્દલા—અહમદનગરથી આસરે ૬૦ મૈલ દૂર.

મદનગર મોકલાવ્યો, પણ થોડા વખતમાં એજ પેશ્વાએ એને પાછો છોડ-વ્યો. આ પેશ્વાના વખતમાં મરેઠાઓ માંહોમાંહે ઘણા લડી મૂઆ, અને તેથી રાજ્યનો પાયો નબળો થઇ ગયો.

**નાના ફડનવીસ મરણ પામ્યો ૧૮૦૦.** ઇ. સ. ૧૮૦૦ માં નાના ફડનવીસ જે મરેઠી રાજ્યનો એક મોટો ટેકો હતો તે મરણ પામ્યો. એના મરણ પછી એક વરસે હોલ્કરે પેશ્વાને પુનામાંથી નસાડી મેલ્યો જેથી તે **વસાઇ** જઈ ભરાઇ બેઠો, અને ત્યાં ૧૮૦૨ માં વસાઇ

**વસાઇની સંધિ ૧૮૦૨.** આગળ અંગ્રેજો સાથ સલાહ કરી પાછો ગાદીએ બેઠો. (જુઓ મરેઠા સાથની બીજી લડાઇ). થોડા વખત પછી એ પેશ્વા એના પ્રધાન ત્રિંબકજી ડેંગ્લેની ઉસ્કેરણીથી અંગ્રેજો સામે પાછાં કાવત્રાં કરવા લાગ્યો, તેથી અંગ્રેજોએ તેની સામે કેટલીક લડાઇઓ કરી ૧૮૧૮ માં તેનું સઘળું રાજપાટ લઇ લીધું, અને તેને આઠ લાખ રૂપિઆનું વર્ષાસન બાંધી આપી કનોજની પાસે **બિથુર**માં રહેવા મોકલ્યો. એને કાંઈ સંતાન ન હોવાથી એણે **નાના સાહેબ**, જેણે ૧૮૫૭ માં બળવાની વખતે **કાનપુર**માં ઘણાં નિર્દયપણે અંગ્રેજ સ્ત્રી અને બાળકોને કાપી નાંખ્યાં

**બાજીરાવ મરણ પામ્યો ૧૮૫૩.** હતાં, તેને પોતાનો વારસ કર્યો. બાજીરાવ ૧૮૫૩ માં મરણ પામ્યો. **નાનાસાહેબ**ને અંગ્રેજોએ પેશ્વા કબુલ ન રાખવાથી તેણે બળવા વખતે ભારે કતલ ચલાવી, અને **ને**પાળમાં નાસી ગયો, જ્યાં તે મરણ પામેલો ધારવામાં આવેછે. આ પ્રમાણે બાલાજી વિશ્વનાથના અથવા પેશ્વાના વંશનો છેડો આવ્યો.

## પેશ્વાઓનાં નામ તથા સાલ.

૧.—બાલાજી વિશ્વનાથ...૧૭૧૪—૧૭૨૦
૨.—બાજીરાવ .........૧૭૨૦—૧૭૪૦
૩.—બાલાજી બાજીરાવ...૧૭૪૦—૧૭૬૧
૪.—માધવરાવ .........૧૭૬૧—૧૭૭૨
૫.—નારાયણરાવ.........૧૭૭૨—૧૭૭૩ (રઘુનાથરાવ ૧૭૭૩-૧૭૭૪)
૬.—માધવરાવ નારાયણ. ૧૭૭૪—૧૭૯૫
૭.—બાજીરાવ ૨ જો......૧૭૯૫—૧૮૧૮.

---

# પ્રકરણ ૫ મું.

## હિંદુસ્તાનમાં યુરોપીઅન લોકનાં થાણાં.

### (૧) પોર્ટુગીઝ.

ઇ. સ. ની ૧૬ મી સદી સુધી આખા યુરોપમાં **પોર્ટુગીઝ** લોકોએ દરિઆનો વેપાર પોતાનાજ હાથમાં રાખ્યો હતો. તેઓએ મોટી મોટી સફરો કરીને **આફ્રિકા** મધેના **મડીરા** બેટ ઇ. સ. ૧૪૨૦ માં અને **કેપ વર્ડ** બેટ ઇ. સ. ૧૪૬૦ માં શોધી કાઢ્યા. ત્યારપછી આફ્રિકાની પ્રદક્ષિણા કરવાનો વિચાર કર્યો.

**બાર્થોલોમોડિયાસ ૧૪૮૭.**

ઇ. સ. ૧૪૮૭ માં પોર્ટુગીઝ નાવિક સરદાર **બાર્થોલોમોડિયાસે** આફ્રિકાના દક્ષિણ છેડા સુધી સફર કીધી; ત્યાં તેનાં વાહાણોને તોફાન લાગવાથી તેણે તે ભૂશિરનું નામ "**કેપ ઓફ સ્ટોર્મ્સ**" (તોફાની ભૂશિર) પાડયું. પણ પોર્ટુગલના રાજા બીજા **જોને** તેનું નામ "**કેપ ઓફ ગુડ હોપ**" એટલે સારી આશાની ભૂશિર એવું નામ રાખ્યું. ઈ. સ. ૧૪૯૭ માં પોર્ટુગલના રાજા ઇમાન્યુઅલે વાસ્કોડિગામાને બીજી સફરને માટે મોકલ્યો.

**વાસ્કોડિગામા ૧૪૯૭.**

તે "કેપ ઓફ ગુડ હોપ" વટાવી એકદમ હિંદી મહાસાગર ઓળંગી ૧૪૯૮ માં મલબાર કિનારે **કાલિકટ** બંદરે ઉતર્યો. આ વખતે દિલ્હીમાં **સિકંદરસૂર** રાજ કરતો હતો, અને **કાલિકટ**માં હિંદુ રાજા **ઝામોરિન** હતો. ત્યાં છ મહિના રહ્યા કેડે તે પાછો પોર્ટુગલ ગયો.

**કાબ્રાલ ૧૫૦૦.**

ઈ. સ. ૧૫૦૦ ના વરસમાં **કાબ્રાલ** હિંદુસ્તાન ખાતે સફર કરવા નિકળ્યો. **એટલાન્ટિક** મહાસાગર પસાર કરતી વખતે એને તોફાન નડયું, જેથી એ પશ્ચિમ તરફ ધસડાઇ ગયો. આનું પરિણામ એ નિપજ્યું કે તેણે અમેરિકાનો રસાળ **બ્રાઝિલ** દેશ શોધી કાઢયો અને ત્યાંથી **કાલિકટ** આવ્યો. કાબ્રાલને ત્યાંના **મૂર** (અરબ) વેપારીઓ જોડે કજીઓ થયાથી તેણે તેમનાં વાહાણો બાળી નાંખ્યાં, અને પછી **કોચિન** હંકારી ગયો. અહિંયાં તેને ત્યાંના રાજાએ સારો આવકાર દીધો. કાબ્રાલ ૧૫૦૧ માં પાછો સ્વદેશ ગયો. ઇ. સ. ૧૫૦૨ માં **વાસ્કોડિગામા** પાછો હિંદુસ્તાન ભણી આવ્યો અને **કોચિન** તથા **કાનાનોર**ના રાજાઓ જોડે સંધિ કરી, કાલિકટના **ઝામોરિન** રાજા સામે લડયો, પણ તેમાં તે ફાવ્યો નહીં,

**ફ્રાન્સિસ્કો આલ્મૈડા ૧૫૦૫.** **આલ્ફોન્સો આલ્બુકર્ક ૧૫૦૯.** **આલ્બુકર્ક મરણ પામ્યો ૧૫૧૫.**

અને પાછો પોર્ટુગલ ગયો. ઈ. સ. ૧૫૦૫ માં **ફ્રાન્સિસ્કો આલ્મૈડા** નામના સરદારને હિંદુસ્તાનમાં પેહેલા સૂબા તરીકે મોકલ્યો તે પેહેલાં, ઝામોરિને પોર્ટુગીઝ લોકોને કોચિનમાંથી હાંકી કાઢવાને ત્રણ વાર કોશેશ કરી હતી, પણ તેમાં તે ફાવ્યો ન હતો. ઈ. સ. ૧૫૦૯ માં **આલ્ફોન્સો આલ્બુકર્ક** બીજો ગવર્નર થઈ આવ્યો. કાલિકટ લેવાને ફોકટ પ્રયત્ન કર્યો પછી તેણે ઈ. સ. ૧૫૧૦ માં **ગોવા** જીતી લીધું. ત્યારપછી તેજ વરસમાં ઇરાની અખાતમાં **ઓર્મઝ** બેટ અને ઈ. સ. ૧૫૧૧ માં **મલાયા** દ્વિપકલ્પમાં **મલાક્કા** જીતી લીધા. એની જગ્યાએ બીજો સૂબો નિમાયાથી એ ઘણો દલગીર થયો, અને ૧૫૧૫ માં ગોવા આગળ મરણ પામ્યો. આ પ્રમાણે પોર્ટુગીઝ લોકે હિંદુસ્તાન અને આસપાસની જગ્યામાં પોતાનાં થાણાં ઘણા જલદીથી વધાર્યાં, પણ પાછળથી હરીફાઇને લીધે તેઓ ઘણાં ખરાં ખોઈ બેઠા. હાલ તેમના હાથમાં **ગોવા**, **દિવ** અને **દમણ** પશ્ચિમ કાંઠે છે.

## (૨) ડચ અથવા વલંદા.

**હૌટમેન ૧૫૯૬.** **પોર્ટુગીઝ પાસેથી મલાક્કા જીતી લીધું ૧૬૪૦.**

પોર્ટુગીઝ લોકો પછી વલંદા લોકો સતરમી સદીમાં વેપાર કરવાને આવ્યા. ઇ. સ. ૧૫૯૬ માં **હૌટમેન** નામે એક **હોલાન્ડ**નો રહેવાસી કેપ ઓફ ગુડ હોપને રસ્તેથી **સુમાત્રા** જઇ પહોંચ્યો, અને ત્યાં વેપાર કરવા લાગ્યો. ડચ લોકોએ પોર્ટુગીઝ લોકોને **મસાલાના** બેટમાંથી ઈ. સ. ૧૬૧૦ માં હાંકી કાઢયા, અને જાવાની ઉત્તરે **બેતેવિઆ** વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. ઇ. સ. ૧૬૪૦ માં **મલાક્કા**માંથી પણ પોર્ટુગીઝ લોકોને હાંકી કાઢયા, અને પોતે ત્યાં એકલા વેપાર કરવા લાગ્યા; પણ આ વેપાર લાંબો વખત તેમના હાથમાં રહ્યો નહીં. આ વખતે અંગ્રેજો પણ વેપાર અર્થે ત્યાં આવ્યા હતા. વલંદાઓનાં મુખ્ય થાણાં **નિગાપટમ**, મદ્રાસની નૈઋત્યે **સાદ્રાસ**, મદ્રાસની ઉત્તરે **કાલિકટ** અને **ચિન્સુરા** હતાં, જે સઘળાં અંગ્રેજોએ પાછળથી લેઈ લીધાં ૧૭૮૩.

## (૩) અંગ્રેજો.

**સ્ટિવન્સ ૧૫૭૯.**

પોર્ટુગીઝ અને વલંદાઓની માફક **અંગ્રેજો** પણ સોળમી સદી અધવારતાં હિંદુસ્તાન ખાતે વેપાર કરવા આવ્યા. ઈ. સ. ૧૫૭૯ માં **સ્ટિવન્સ** નામે એક સાહસિક અંગ્રેજ પેહેલ વેહેલો હિંદુસ્તાન ખાતે આવ્યો હતો; અને પાંચ વરસ પછી **ફિચ**,

**વેપારીની મંડળી ૧૬૦૦.**

ન્યુબેરી અને લીડસ હિંદુસ્તાનમાં વેપારી તરીકે રાણી ઇલિઝાબેથ પાસેથી એક કાગળ લઈ અકબર પાસે આવ્યા. ઈ. સ. ૧૬૦૦ ના વરસમાં અર્લ ઑફ કમ્બરલેન્ડનાં ઉપરીપણાં નીચે વેપારીઓની એક મંડળી ઉભી થઇ, અને તેઓએ હિંદુસ્તાનમાં વેપાર કરવાને માટે રાણી ઇલિઝાબેથ પાસેથી પટો મેળવ્યો. એ મંડળીનું નામ "ઇસ્ટ ઈન્ડિસમાં વેપાર કરનારી કમ્પની અને અધિકારી" હતું.

ઇ. સ. ૧૬૧૬ માં અંગ્રેજોએ જાવાની અંદર બેન્ડમમાં, અને પછી સુરત, કાલિકટ, અને મછલીપટણમાં પેહેલાં નાહાની નાહાની કોઠીઓ ઘાલી.

**આમ્બોયનામાં કતલ ૧૬૨૩.**

અંગ્રેજોનાં આ પસક્રમોથી વલંદા લોકોને તેમની અદેખાઈ આવી, અને ૧૬૨૩ માં મસાલાના બેટોમાંના આમ્બોયના નામે એક બેટમાં ૧૦ અંગ્રેજ, ૯ જાપાની, અને ૧ પોર્ટુગીઝને દ્વેષભાવથી કાંઈ બાહાનું કાઢી કતલ કર્યા. આ બનાવથી અંગ્રેજોનાં મન ઘણાં ઉસ્કેરાયાં, અને તેઓએ આખરે જે સઘળા માર્યા ગયા તેમના વારસોને નુકસાનને પેટે આસરે ૩૬,૦૦૦ રૂપિઆ વલંદા પાસેથી અપાવ્યા. ઈ. સ. ૧૬૩૯ માં *આર્માગામમાં જે અંગ્રેજોની કોઠી હતી

**ફોર્ટ સેન્ટ જયોર્જ બાંધ્યો ૧૬૩૯.**

તે ત્યાંથી તેઓએ કાઢી નાંખી, અને ત્યાંના અધિકારી મિ૦ ફ્રાન્સિસ ડેએ ચંદ્રગિરીના રાજા પાસેથી મદ્રાસપટમ ખરીદ કરી ત્યાં ફોર્ટ સેન્ટ જયોર્જ બાંધ્યો, અને મદ્રાસ વસાવ્યું.

**બીજા ચાર્લસને મુંબઇ મળ્યું ૧૬૬૨.**

ઇ. સ. ૧૬૬૨ માં પોર્ટુગલના રાજાએ પોતાની છોકરી કેથેરાઇનની પહેરામણીમાં ઈંગ્લાંડના બીજા ચાર્લસ રાજાને મુંબઇ આપ્યું. ઈંગ્લાંડના આ રાજાએ

**કમ્પનીને મુંબઇ મળ્યું ૧૬૬૮.**

આ બેટ ઇ. સ. ૧૬૬૮ માં કમ્પનીને વરસ દહાડે અમુક રકમ લેવાની બોલીએ પોતાનો હક વેચ્યો.

**ફોર્ટ સેન્ટ ડેવિડ બાંધ્યો ૧૬૯૧.**

ઇ. સ. ૧૬૯૧ માં પોંડિચરીની દક્ષિણે ટેગનાપટમમાં જગ્યા ખરીદ કરી કમ્પનીએ ફોર્ટ સેન્ટ ડેવિડ, અને ૧૭૦૦ માં કલકત્તામાં ફોર્ટ વિલિઅમ નામે કિલ્લા બાંધ્યા.

**ફોર્ટ વિલિઅમ બાંધ્યો ૧૭૦૦.**

**ધી યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડિઆ કમ્પની ૧૭૦૯.**

ઇ. સ. ૧૬૯૮ માં ઉભી થએલી વેપાર કરનાર બીજી કમ્પની જેને "હરીફ" કમ્પની કહેતા તે, અને ૧૬૦૦ માં ઉભી થએલી "ઇસ્ટ ઇન્ડિસમાં વેપાર કરનારી કમ્પની અને અધિકારી" આ બે કમ્પનીઓ ઈ. સ. ૧૭૦૯ માં જોડાઈ ગઈ, અને તેનું નામ "ધી યુનાઈટેડ ઇસ્ટ ઇન્ડિઆ કમ્પની" રાખ્યું.

---

* આર્માગામ—મદ્રાસની ઉત્તરે ૬૬ મૈલ દૂર.

## (૪) ફ્રેન્ચ.

**માર્ટિને પોન્ડિચરી વસાવ્યું ૧૬૭૪. ચંદ્રનગર ૧૬૮૮ માં, અને માહી ૧૭૨૫ માં વસાવ્યાં.**

ફ્રેન્ચ લોકે પણ હિંદુસ્તાનમાં વેપાર કરવાને ઈ. સ. ૧૬૦૪ માં એક કમ્પની સ્થાપી. આ પછી ઈ. સ. ૧૭૧૯ સુધીમાં એક પછી એક ૭ કમ્પનીઓ થઇ. ફ્રેન્ચ લોકે પેહેલાં પોતાની કોઠી સુરતમાં અને પછી ૧૬૬૯ માં મછલીપટણમાં ઘાલી. ૧૬૭૪ માં બિજાપુરના રાજા રામરાજ પાસેથી થોડી જગ્યા લઈ ફ્રેન્ચ ગવર્નર માર્ટિને પોન્ડિચરી વસાવ્યું. ૧૬૮૮ માં તેઓએ ઔરંગઝેબ પાસેથી ચંદ્રનગર લીધું અને ૧૭૨૫ માં પશ્ચિમ કિનારે માહી વસાવ્યું.

**ડેન લોકોનાં થાણાં—ટ્રેન્કિવબાર અને સેરામપુર.**

પોર્ટુગીઝ, ડચ અથવા વલંદા, અંગ્રેજ અને ફ્રેન્ચ શિવાય ડેન્માર્કના રહેવાસી ડેન લોકોએ પણ વેપારને અર્થે (૧૬૧૨—૧૬૭૦) હિંદુસ્તાનમાં કમ્પનીઓ ઉભી કરી હતી. એમનાં સંસ્થાનો ટ્રેન્કિવબાર અને સેરામપુર હતાં, જે અંગ્રેજોએ ૧૮૪૫ માં તેમની કનેથી વેચાતાં લીધાં.

સતરમી સદી અધવારતાં હિંદુસ્તાનમાં ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે મોટી હરીફાઇ ચાલવા લાગી. બન્ને પ્રજાએ એક બીજાને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને ઉપાયો લીધા, અને લાંબો વખત સુધી કર્ણાટકમાં બે મોટી લડાઇઓ કરી, જેમાં આખરે અંગ્રેજોનો જય થયો. હાલ તેમના હાથમાં પોન્ડિચરી, ચંદ્રનગર, કારિકલ, માહી, અને યાનૂન છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## બાબ ૧ લો.

## કર્ણાટકમાં પેહેલી લડાઇ ૧૭૪૪–૧૭૫૪.

**લડાઈનું કારણ**–પોન્ડિચરીનો ફ્રેન્ચ ગવર્નર ડુપ્લી અંગ્રેજોને તેમનાં થાણાં ઉપર હુમલો કરી હિંદુસ્તાનની બાહેર હાંકી કાઢવાની તક જોયા કરતો હતો, તેથી જ્યારે ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે "ઓસ્ટ્રિયન સકસેશન" (આસ્ટ્રિઆની ગાદી માટે) ની લડાઈ સળગી, ત્યારે આ તક જોઈ ડુપ્લીએ ઇ. સ. ૧૭૪૬ માં બુરબોંન અને મોરિશિયસના હાકેમ લાબોર્ડોનેની સરદારી નીચે એક મોટું નૌકાસૈન્ય મોકલ્યું.

લાબોર્ડોનેએ અંગ્રેજોના ફોર્ટ સેન્ટ જ્યોર્જ ઉપર હલ્લો કર્યો

**ફોર્ટ સેન્ટ જ્યોર્જ જીતી લીધો ૧૭૪૬.**

અને તે લઈ લીધો; પણ તેણે ચાર લાખ રૂપિઆ લઈને તે પાછો આપ્યો, અને મોરિશિયસ પાછો ગયો. ડુપ્લી આથી ચિડાઈ ગયો અને તે આપવા ના કહી. લાબોર્ડોને મોરિશિયસથી ફ્રાન્સ ગયો, ત્યારે તેને આ કામને માટે ત્રણ વરસ બંદીખાને રેહેવું પડ્યું. અને ત્યાંથી છુટ્યા પછી તે ૧૭૫૩ માં મરણ પામ્યો.

**ફોર્ટ સેન્ટ ડેવિડ પર હુમલો ૧૭૪૬.**

**એકસ-લા-શાપેલનું તહનામું ૧૭૪૮.**

ઈ. સ. ૧૭૪૬ માં ડુપ્લીએ ફોર્ટ સેન્ટ ડેવિડ ઉપર હુમલો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહીં; અને ૧૭૪૮ માં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે "એકસ-લા-શાપેલ" નું તહનામું થયું. તેથી તેમની વચ્ચે દુશ્મનાઈ થોડો વાર બંધ પડી.

**અંગ્રેજોને દેવિકોટ મળ્યું ૧૭૪૮.**

ઈ. સ. ૧૭૪૮ માં **શિવાજી**ના ભાઈ **વેન્કાજી**નો વંશજ **તંજોર**નો રાજા **શાહુજી** જેને એના ભાઈ **પ્રતાબસિંહે** ગાદીએથી ઉઠાડી મેલ્યો હતો તેણે ગાદી મેળવવાને અંગ્રેજોની મદદ માગી. આ કામને માટે અંગ્રેજોને **દેવિકોટ*** મળ્યું; પણ રૈયત શાહુજીને ચાહાતી ન હતી માટે અંગ્રેજોએ પ્રતાબસિંહને રાજા કબુલ કર્યો.

**હૈદ્રાબાદ અને આર્કટની ગાદી માટે વઢવાઢ ૧૭૫૦.**

દક્ષિણનો સૂબો **નિઝામઉલ્મુલ્ક** સ્વતંત્રપણે રાજ્ય કરી ૧૭૪૮ માં મરણ પામ્યો. તેના વડા છોકરાએ રાજ્યગાદી લીધી નહીં, પણ પોતાના છોકરા **મુજફ્ફરજંગ**ને આપી. આ ઉપરથી નિઝામઉલ્મુલ્કનો બીજો છોકરો **નાઝિરજંગ** તેની સામો થયો ઇ. સ. ૧૭૫૦. એજ વરસમાં કર્ણાટકની રાજધાની **આર્કટ**માં† પણ ગાદી બાબત લડાઇ સળગી. આર્કટની ગાદી માટેના હરીફો **અનવારૂદ્દીન** અને **ચંદાસાહેબ** હતા. **નાઝિરજંગ** અને **અનવારૂદ્દીને** પોતાનાં લશ્કર ભેગાં કર્યાં, અને **મુજફ્ફરજંગ** અને **ચંદાસાહેબ** જેમને ડુપ્લીની મદદ હતી તેમની સામે લડ્યા.

**અમ્બુરની લડાઇ ૧૭૫૦ (બીજી)**

**અનવારૂદ્દીન** અમ્બુરની લડાઇમાં માર્યો ગયો, અને તેનો છોકરો **મહમદઅલી** ત્રિચિનાપોલી નાસી ગયો. **નાઝિરજંગ** પણ પોતાની છાવણીમાં એનાજ સિપાઇઓને હાથે માર્યો ગયો, તેથી હવે વગર હરકતે **મુજફ્ફરજંગ** **હૈદ્રાબાદ**નો, અને **ચંદાસાહેબ** કર્ણાટકનો નવાબ થયો.

* દેવિકોટ—પોન્ડિચરીની દક્ષિણે ૩૭ મૈલ પર.

† આર્કટ—મદ્રાસની પશ્ચિમે ૬૮ મૈલ દૂર.

મુજફ્ફરજંગ પણ થોડા દિવસમાં માર્યો ગયો, તેથી નાઝિરનો ભાઈ સલાબતજંગ ગાદીએ બેઠો ૧૭૫૧. આ ફતેહથી ફુલાઈ જઇને દુપ્લીએ **દુપ્લી ફતેહઆબાદ ૧૭૫૧.** એક સ્તંભ ઉભો કર્યો અને ત્યાંની જગ્યાનું નામ "દુપ્લી ફતેહઆબાદ" આપ્યું. ચંદાસાહેબે અનવારૂદ્દીનનો છોકરો મહમદઅલ્લી, જે ત્રિચિનાપોલી નાસી ગયો હતો, તેની ઉપર ફ્રેન્ચ લોકોની મદદ લઈ હવે ચઢાઈ કરી. અંગ્રેજો મહમદઅલ્લીના મળતીઆ હતા. પણ આ બન્નેનાં લશ્કર સામે તેઓ લડી શકે એવું હતું નહીં, કારણ કે ફ્રેન્ચ લોકો આ વખતે ઘણા પ્રબળ ગણાતા હતા. જ્યારે ફ્રેન્ચ અને ચંદાસાહેબે ત્રિચિનાપોલી પર ઘેરો નાંખ્યો, **ક્લાઇવના વિચાર.** ત્યારે ક્લાઈવ જે હિંદુસ્તાનમાં ગુમાસ્તાની નોકરી કરવા ઇંગ્લાંડથી આવ્યો હતો તેણે મદ્રાસના હાકેમ મિ૦ સોન્ડર્સને એવું કહ્યું કે જો આપણે આ બન્ને મોટાં લશ્કર સામે લડવા કરતાં ચંદાસાહેબ જે પોતાનું લગભગ સઘળું લશ્કર લેઈ લડવા આવ્યોછે તેની રાજધાની આર્કટ પર હુમલો કરીએ તો તે તુરત ત્રિચિનાપોલીમાંથી નિકળી પોતાનાં રાજનો બચાવ કરવા દોડી આવશે. આ વાત તે હાકેમે પસંદ કીધી, અને કલાઇવનેજ ફક્ત ૨૦૦ યુરોપીઅન અને ૩૦૦ દેશી સિપાઈઓ આપી આર્કટ પર મોકલ્યો. એણે ત્યાં જઇ પોંહોંચતાંજ આર્કટ લેઈ લીધું. આ ખબર સાંભળીને ચંદાસાહેબે પોતાના છોકરા રાજાસાહેબને દશ હજાર માણસનું લશ્કર આપી મોકલ્યો. કલાઇવે આવાં મોટાં લશ્કર સામે સાત અઠવાડિયાં સુધી ટકાવ કર્યો, અને મરેઠા સરદાર મોરારીરાવની મદદ મળતાંજ તેણે રાજા સાહેબને **આર્નિની લડાઇ ૧૭૫૧.** ૧૭૫૧ માં *આર્નિ આગળ હરાવ્યો; પાછા ફરતાં દુપ્લીનો બંધાવેલો "દુપ્લી ફતેહ આબાદ"નો સ્તંભ એણે તોડી ફ્રેન્ચ લોકોને અપમાન કર્યું.

મેજર લોરેન્સ ૧૭૫૨ માં એક મોટું લશ્કર લઈ હિંદુસ્તાન આવ્યો. **કોવ્રેપાકની લડાઇ ૧૭૫૨.** તેણે કલાઇવ સાથે મળી જઇ ત્રિચિનાપોલી પર હુમલો કર્યો. વળી મહમદઅલ્લીની મદદે તંજોરનો રાજા પ્રતાબસિંહ, મ્હેસૂરના રાજ્યનો સરદાર નંદીરાજ, અને મરેઠા સરદાર મોરારીરાવ પણ આવ્યા હતા. આવું મોટું લશ્કર જોઈ ફ્રેન્ચ લોકો **ચંદા સાહેબને મારી નાંખ્યો ૧૭૫૨.** ત્રિચિનાપોલીમાંથી નાસી ગયા, અને †શ્રીરંગામના કિલ્લામાં ભરાયા, પણ થોડાં અઠવાડિયાંમાં તેમને તાબે થવાની ફરજ પડી ૧૭૫૨. ચંદા સાહેબને તેનાં લશ્કરે

* આર્નિ—મદ્રાસની નૈઋત્ય કોણે ૭૪ મૈલ દૂર.

† શ્રીરંગામ—ત્રિચિનાપોલીની પાસે.

તજી દીધો, તેથી તે તંજોરનાં લશ્કરના સરદારને શરણ થયો, જેણે તેને મારી નાંખ્યો ૧૭૫૨, અને તેનું માથું **મહમદઅલી** આગળ મોકલાવ્યું.

**કલાઇવે કોવેલોંગ અને ચિંગલપટ જીત્યા ૧૭૫૩.**

કલાઇવે ૧૭૫૩ માં *કોવેલોંગ અને †ચિંગલપટ નામના બે કિલ્લા જીતી લીધા અને પોતે વિલાયત ગયો.

**ડુપ્લી મરણ પામ્યો ૧૭૬૪.**

ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે આ વખતે સલાહ હોવા છતાં ડુપ્લી અંગ્રેજો સામે કાવત્રાં કરતો માલમ પડ્યો, તેથી ફ્રેન્ચ સરકારે ૧૭૫૪માં એને પાછો બોલાવી લીધો, અને એની જગ્યાએ ગોડ્યુને નિમ્યો. હિંદુસ્તાનમાં ફ્રેન્ચ સત્તાનો અટકાવ થયાથી ડુપ્લીની ફ્રાન્સમાં ઘણી બેઆબરૂ થઈ, અને તે ઈ. સ. ૧૭૬૪ માં ઘણી ગરીબી હાલતમાં પેરિસ ખાતે મરણ પામ્યો.

**ગોડ્યુ ૧૭૫૫.**

ગોડ્યુએ ૧૭૫૫ માં અંગ્રેજો સાથે સંધિ કરી જે અંગ્રેજોને લાભકારી હતી.

---

## બાબ ૨ જો.

## બંગાળામાં પેહેલી લડાઈ ૧૭૫૬–૧૭૫૭.

ઔરંગજેબનાં મરણ પછી **બંગાળાના** સૂબા **મુર્શીદકુલીખાં** અથવા **જાફરખાંએ** સ્વતંત્રપણે ત્યાં રાજ્ય કર્યું. એનાં મરણ પછી એનો પુત્ર **સુજાખાં** ૧૭૨૫ માં ગાદીએ બેઠો અને સારી રીતે રાજ ચલાવી ૧૭૪૦ માં મરણ પામ્યો. એના પછી એના પુત્રના હાથમાંથી **સુજાખાંના** ભાઈ **અલિવર્દીખાંએ** એજ વરસમાં ગાદી છીનવી લીધી. એ ઘણો પ્રબળ નવાબ હતો. એનાં મરણ પછી ૧૭૫૬ માં

**સુરાજાદૌલા નવાબ થયો ૧૭૫૬.**

એનો પૌત્ર **સુરાજાદૌલા** ૧૮ વરસની વયે **બંગાળા**, **બહાર**, અને **ઓઢિઆનો** નવાબ થઇ ગાદીએ બેઠો.

**લડાઇનું કારણ:**—સુરાજાદૌલા અંગ્રેજોને ઘણો ધિક્કારતો હતો. એનાં કુટુંબમાંનો કોઈ એની સામે થઇ પોતાનો જીવ બચાવવાને કલકત્તે નાસી ગયો, ત્યારે એણે અંગ્રેજો પાસેથી તેને માગ્યો; પણ જ્યારે તેઓએ તેને સ્વાધીન કરવા ના કહી, ત્યારે એની રાજધાની **મુર્શીદાબાદની** પાસે **કાસીમ**

**કાસીમ બજાર લૂટ્યું ૧૭૫૬.**

**બજારમાં** અંગ્રેજોની જે કોઠી હતી તે એણે લૂટી, અને એક મોટાં લશ્કર સહિત કલકત્તાપર ચઢી આવ્યો.

અંગ્રેજોએ આવાં મોટાં લશ્કર સામે લડવાની કંઈ પણ તૈયારી કરી ન હતી, માટે તેમાંના ઘણાક વાહણપર નાસી ગયા. માત્ર ૧૪૬ મા-

---

* કોવેલોંગ અને † ચિંગલપટ—મદ્રાસની દક્ષિણે ૨૨ મૈલ દૂર, સમુદ્રને કાંઠે.

ણુસ હોલવેલ નામના સરદારના હાથ નીચે સામે થવા ફોર્ટ વિલિઅમમાં રહ્યા; તેઓને પણ તુરત તાબે થવાની જરૂર પડી.

**"બ્લેક હોલ" અથવા અંધારી કોટડી ૧૭૫૬.**

૧૭૫૬—**"બ્લેક હોલ"** અથવા **અંધારી કોટડી:**—આ ૧૪૬ માણસોને કેદ કરી **સુરાજાદૌલાએ** તેમને એક અંધારી કોટડીમાં રાતે ઘોંચી ઘાલ્યા. તે કોટડી માત્ર ૧૮ ચોરસ ફીટ હતી, અને તે ફોર્ટ વિલિઅમનું એક સાધારણ કેદખાનું હતું. સવારે જ્યારે તે કેદખાનાનું બારણું ઉઘાડ્યું, ત્યારે માત્ર ૨૩ જણ જીવતા દેખાયા; બાકીના ખરાબ હવાથી, ગરમીથી, તેમજ પાણી ન મળવાથી મરણ પામ્યા.

**તુલાજી આંગરિઆનો ઘેરિઆગઢ જીત્યો ૧૭૫૬.**

આ સમાચાર જેવા મદ્રાસમાં પોંહોંચ્યા કે તુરતજ અંગ્રેજોએ **સુરાજાદૌલા** સામે લડવાની તૈયારી કરી. આ વખતે **કલાઈવ** પણ **એડમિરલ વોટસનની** આરમાર સહિત ઇંગ્લાંડથી આવ્યો હતો ૧૭૫૬. એણે આવતાંને વાર પશ્ચિમ કિનારા-ઉપરના **તુલાજી આંગરિઆ** નામે મરેઠા ચાંચિયાનો **ઘેરિઆગઢ** જીતી લીધો,-અને અંધારી કોટડીનું વેર લેવાને ગયો.

**કલાઇવે ચંદ્રનગર જીતી લીધું ૧૭૫૭.**

કલાઇવે ૧૭૫૭ માં હુગલી કિલ્લો, અને પછી તુરત કલકત્તા પાછાં જીતી લઇ **સુરાજાદૌલાને** સલાહ કરવાની જરૂર પાડી. એજ વરસમાં કલાઇવે કલકત્તાની ઉત્તરે ફ્રેન્ચ લોકોનું થાણું **ચંદ્રનગર** હતું તેપણ જીતી લીધું.

**સેનાપતિ મિરજાફર અને ખજાનચી રાયદુર્લભ.**

**કલાઇવે અમિચંદને છેતર્યો.**

સુરાજાદૌલા ઉપલી હારોથી ઘણું અપમાન લાગેલું સમજીને છુપી રીતે મોટું લશ્કર ભેગું કરવા લાગ્યો, અને ફ્રેન્ચ લોકને પોતાની તરફ લેવાને ઘણીક કોશેશ કરી. કલાઈવે આ વાત સાંભળી પોતે પણ છુપી તૈયારી કરી, અને **સુરાજાદૌલાના** લશ્કરના સેનાપતિ **મિરજાફરને** નવાબની ગાદીએ બેસાડવાની કબુલાતથી, તેમજ તેના ખજાનચી **રાયદુર્લભને** પૈસાની મોટી આશા આપી પોતાની પક્ષમાં લીધા. આ કામ પાર ઉતારવામાં **અમિચંદ** નામનો એક હિંદુ વચ્ચે પડયો હતો. જ્યારે લડાઇની સઘળી તૈયારી પુરી થઇ ત્યારે છેલ્લી ઘડીએ **અમિચંદ** બાહેર આવ્યો, અને **કલાઇવને** કહ્યું કે જો મારી મેહનતને માટે મને ૩૦ લાખ રૂપિઆ નહીં આપશો તો હું આ સઘળી વાત નવાબને કહી દઇશ. આથી કલાઈવે લુચ્ચાઇ કરી પોતાને હાથે **એડમિરલ વોટસનની** સહી કરીને એક બીજો દસ્તાવેજ **અમિચંદને** આપી, તુરતવેળા તેને શાંત પાડયો.

**પ્લાસીની લડાઇ ૧૭૫૭.**

**સુરાજાદૌલાને મારી નાંખ્યો ૧૭૫૭.**

ક્લાઈવે પછી સુરાજાદૌલા પર ફ્રેન્ચ લોક સાથે ખટપટ કરવાનો, અને તુરતની થયલી સલાહ તોડવાનો વાંક કાઢી નુકશાનીનો બદલો માંગવા એક કાગળ લખ્યો. આથી નવાબ એકદમ પોતાનાં સઘળાં લશ્કર સહિત લડવા બાહેર નિકળી આવ્યો. ઈ. સ. ૧૭૫૭ માં *પ્લાસીનાં મેદાનમાં બન્ને લશ્કરો સામસામાં થયાં. ક્લાઇવ મિરજાફરનાં લશ્કરની મદદને માટે રાહ જોતો બેઠો. પણ જ્યારે તે નહીં આવ્યો, ત્યારે પોતેજ પોતાનાં નાહાનાં લશ્કર સાથે સુરાજાદૌલાનાં લશ્કર સામે કુચ કરી. થોડા વખતમાં સુરાજાદૌલાનું લશ્કર હારી જઈ નાસી ગયું, અને નવાબ પોતે નાસી જતાં પકડાયો, તેને મિરજાફરના છોકરા મિરાને મારી નંખાવ્યો ૧૭૫૭.

મિરજાફરે જોકે લડાઇમાં મદદ કરી ન હતી, તોપણ ક્લાઇવે તેને સુરાજાદૌલાને ઠેકાણે બંગાળા, બહાર અને ઓઢિઆનો નવાબ કબુલ કર્યો. સુરાજાદૌલાનો ભંડાર જે પુષ્કળ હતો તે કરાર પ્રમાણે સઘળાઓએ વેંહેંચી લીધો. લશ્કરી અમલદારો તથા સિપાઈઓને પણ સારી બક્ષિસ મળી. ક્લાઈવનો એકલાનો હિસ્સો આસરે ૩ લાખ રૂપિઆનો હતો. કમ્પનીને નુકસાનને પેટે મિરજાફરે ૧ કરોડ રૂપિઆ, તેમજ કલકત્તાની આસપાસનો દેશ જે હાલ ચોવીસ પ્રગણાને નામે ઓળખાય છે તે આપ્યા.

અમિચંદને કાંઈ મળ્યું નહીં તેથી તે બિચારો ઘણોજ ઉદાસી થઇ હાથ ઘસતો રહી ગયો.

**ક્લાઇવ બંગાળાનો ગવર્નર ૧૭૫૮.**

ક્લાઈવ ૧૭૫૮ માં બંગાળાનો પેહેલો ગવર્નર નિમાયો, અને ૧૭૬૦ સુધી નોકરી પર રહી એણે કમ્પનીની સારી સેવા બજાવી.

---

## બાબ ૩ જો.

## કર્ણાટકમાં બીજી લડાઇ ૧૭૫૬–૧૭૬૧.

**લડાઇનું કારણ.**—ઈ. સ. ૧૭૫૬ માં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે "**ધી સેવન ઇયર્સ ઉવૉર**" નામની લડાઈ સળગી, ત્યારે હિંદુસ્તાનમાં પણ આ બે હરીફ પ્રજાઓ વચ્ચે ચાલી.

* પ્લાસી—કલકત્તાની ઉત્તરે ૭૦ મૈલ અને મુર્શીદાબાદની દક્ષિણે ૩૦ મૈલ પર.

**લાલીએ ફોર્ટ સેન્ટ ડેવિડ તોડી નાંખ્યો ૧૭૫૮.**

ઇ. સ. ૧૭૫૮ માં ફ્રેન્ચ સેનાપતિ **લાલી** ફ્રાન્સથી એક મોટું લશ્કર લઈ **પોન્ડિચરી** આવ્યો, અને **ફોર્ટ સેન્ટ ડેવિડ** ઉપર હુમલો કરી તેના કોટ કિલ્લા તોડી નાંખ્યા. આ પછી તુરત તેણે દક્ષિણમાંથી **બુસ્સિ**ને પોતાની મદદે બોલાવીને **ફોર્ટ સેન્ટ જ્યોર્જ** ઉપર હલ્લો કર્યો, પણ એ બન્ને સરદારોમાં કુસંપ હોવાથી, તેમજ તેમના સિપાઇઓમાં સારી કવાયદ ન હોવાથી, તેમને માર ખાઈ પાછું **પોન્ડિચરી** ફરવું પડ્યું. આ કિલ્લાનો બચાવ કરનાર **લોરેન્સ** અને **કેલિઅડ** સરદારો હતા.

**કન્ડોરની લડાઇ ૧૭૫૯.**

૧૭૫૯ માં જ્યારે **બુસ્સિ**ને **લાલી**એ ઉત્તર સરકારથી બોલાવ્યો, ત્યારે કલાઇવે કર્નલ **ફોર્ડ**ને ત્યાં મોકલ્યો, જ્યાં તેણે ફ્રેન્ચ લોકોને કન્ડોર આગળ હરાવ્યા અને **મછલીપટમ** લઈ લીધું.

**વાંડીવાશની લડાઇ ૧૭૫૯.**

**અંગ્રેજોએ પોન્ડિચરી જીતી લીધું ૧૭૬૧.**

એજ વરસમાં અંગ્રેજ સરદાર સર **આયર કૂટ** ઇંગ્લાંડથી એક મોટું લશ્કર લઈ આવ્યો, અને એણે * **વાંડીવાશ**ની મોટી લડાઈમાં ફ્રેન્ચ સરદારો **લાલી** અને **બુસ્સિ**ને સખત હાર આપી, અને **બુસ્સિ** કેદ પકડાયો. આ વખતથી ફ્રેન્ચ સત્તા હિંદુસ્તાનમાંથી જતી રહી. કર્નલ કૂટે ત્યારપછી ૧૭૬૧ માં **પોન્ડિચરી** પર હુમલો કર્યો, અને ફ્રેન્ચ લોકોને ત્યાં હરાવી તેના કોટ કિલ્લા તોડી નાંખ્યા. વળી † **થિયાગઢ** અને ‡ **ગિંજી** નામના બીજા બે ડુંગરી કિલ્લા પણ અંગ્રેજોએ હાથ કરી લીધા, તેથી ફ્રેન્ચ લોકોનું હિંદુસ્તાનમાં એકે લશ્કરી થાણું રહ્યું નહીં, અને તેમની ઈસ્ટ ઇન્ડિઆ કમ્પની પણ ૧૭૬૯ માં ભાંગી પડી.

**લાલીને ફાંસી દીધી ૧૭૬૭.**

ઇ. સ. ૧૭૬૬ માં **લાલી** ફ્રાન્સ પાછો ગયો; એના વખતમાં ફ્રેન્ચ સત્તા હિંદુસ્તાનમાંથી તદન જતી રહી તેથી તેને ફાંસી દીધી.

---

## બાબ ૪ થો.

## બંગાળામાં બીજી લડાઇ ૧૭૫૯–૧૭૬૭.

**શાહઆલમ** જે દિલ્હીના બાદશાહ **આલમગીર** બીજાનો છોકરો હતો તેણે **બંગાળા** પર દાવો કર્યો, અને **અયોધ્યા**ના સૂબા **સુજાદૌલા** સાથે મળી જઈ, **મિરજાફર** સામે એક મોટું લશ્કર લેઈ ગયો, અને **પટણા**ને

* વાંડીવાશ—મદ્રાસની નૈઋત્યે ૭૩ મૈલ પર.

† થિઆગઢ અને ‡ ગિંજી પોન્ડિચરીની વાયવ્યકોણે ૩૫ મૈલ પર.

ઘેરો ઘાલ્યો. રામનારાયણ નામના એક હિંદુ સૂબેદારે તેનો બાહાદુરીથી બચાવ કર્યો; અને કલાઇવ પોતે પટણાના બચાવને માટે આવે છે એવું સાંભળતાંજ તેઓ નાસી ગયા. મિરજાફરે આથી ખુશી થઇને કલકત્તાની આસપાસની જગ્યાનું ભાડું, વરસના ત્રણ લાખ રૂપિઆ, જે કમ્પની પાસેથી તેને મળતું હતું, તે તેણે કલાઈવને આપી દીધું.

**ડચ.** મિરજાફર અંગ્રેજોની માંગણીથી, તેમજ તેમની સત્તાથી કાયર થઇ ગયો, અને તેણે તેમના હાથમાંથી છુટવાને ૧૭૫૯ માં છુપી રીતે ડચ લોકોની મદદ માંગી. ચિન્સુરાના ડચ લોકે બેતેવિઆમાં એ **ચિન્સુરાની લડાઇ ૧૭૫૯.** વિષે લંખાણ કર્યું, અને કલકત્તા પર હુમલો કરવાને એક લશ્કર તૈયાર કર્યું; પણ આ વાતની ખબર મળતાંજ કલાઈવે અને કર્નલ ફોર્ડે તેમને હરાવી ચિન્સુરાને ઘેરો ઘાલ્યો. આથી ડચ લોકે માફ માંગી અને લડાઇનો ખરચ આપી અંગ્રેજો સાથે સંધિ કરી.

એક વરસ પછી (૧૭૬૦) કલાઈવ પાછો ઇંગ્લાંડ ગયો, જ્યાં તેને રાજા તેમજ પ્રજા તરફથી બહુ માન મળ્યું, અને તેને અમીરની પદ્વી પણ મળી. એની જગ્યાએ કામ ચલાવવા વાન્સિટાર્ટ નિમાયો. એનામાં કલાઇવ જેવી અમલ ચલાવવાની શક્તિ હતી નહીં, તેથી બંગાળા ઘણી માઠી હાલતમાં આવી પડ્યું:—

**મિરાન મરણ પામ્યો ૧૭૬૦.** ૧—મિરજાફર ઘણો ઉડાઉ ખરચ કરવાથી પૈસાની તંગીમાં આવી પડ્યો, અને એનો છોકરો મિરાન ૧૭૬૦ માં વિજળી પડવાથી મરણ પામ્યો, તેથી એ વધારે નિરાશ થયો.

**મિરકાસિમ.** ૨—મિરજાફરે પોતાના જમાઈ મિરકાસિમને કમ્પનીનાં લેણદેણનો બંદોબસ્ત કરવા કલકત્તે મોકલ્યો, ત્યારે તેની હોશિયારી જોઇ વાન્સિટાર્ટે મિરજાફરને કલકત્તે તેડી લઈ તેની જગાએ તેને નવાબ બનાવ્યો. એ પણ મિરજાફરની માફક અંગ્રેજોની ઉપરાઉપરી પૈસાની માગણીથી કાયર થઇ તેમનો શત્રુ થયો.

૩—મિરકાસિમે ગાદીએ બેસતાંજ પટણાના સૂબા રામનારાયણપર બળજોરીથી લોકોના પૈસા લેવાનું તોહોમત મુકી તેને મારી નાંખ્યો. આ કામની વચ્ચે અંગ્રેજો પડયા નહીં તેથી દેશીઓ ઘણા ચિડાયા.

૪—મેજર મન્રોના હાથ નીચેના સિપાઇઓએ ૧૭૬૪ માં બંડ ઉઠાવ્યું અને વધારે પગાર માંગ્યો, પણ મન્રો સરદાર દૃઢ રહ્યો, અને જ્યારે તેમનામાંના ૨૦ જણને તોપને મોહડે ઉડાડી નાંખ્યા, ત્યારે તેઓ શાંત થયા.

**મિદનાપુર, બર્દવાન અને ચિતેગાંગ કમ્પનીને આપ્યા.** મિરકાસિમ પોતાનું રાજ્ય પેહેલાં ઘણી સરસ રીતે ચલાવવા લાગ્યો. ગાદીએ બેસવાની ખુશાલીમાં એણે અંગ્રેજોને છુપી બક્ષિસો ઉપરાંત, કમ્પનીને મિદનાપુર, બર્દવાન, અને ચિતેગાંગ આપ્યા. **શાહઆલમ** અને **સુજાદૌલા** પાછા **બહાર** પ્રાંત પર ચઢી આવ્યા પણ તેમને કર્નાક સરદારે હરાવ્યા. પાછળથી અંગ્રેજોના સમજાવ્યાથી તેઓ પટણા ગયા, જ્યાં મિરકાસિમ જ્યારે શાહઆલમને વરસ દહાડે ૨૪ લાખ રૂપિઆ આપવા કબુલ થયો, ત્યારે તે પાદશાહે તેને **બંગાળા, બહાર** અને **ઓરિસા**નો નવાબ કબુલ કર્યો.

**લડાઇનું કારણ:**—થોડા વખતમાં અંગ્રેજો અને **મિરકાસિમ** વચ્ચે પણ જગાત બાબત બિગાડ થયો. નવાબના અમલદારોએ અંગ્રેજી માલનાં વાહાણો અટકાવ્યાં, તેથી મિ૦ **એલિસ** અને બીજા અમલદારોએ **પટણા** લેઇ લીધું. પણ **મિરકાસિમ**નાં લસ્કરે તે પાછું જીતી લીધું, અને ત્યાંના સઘળા અંગ્રેજોને કેદ કર્યા. આથી કલકત્તાની કૌન્સિલે **મિરકાસિમ**ને ગાદીએથી ઉઠાડીને ઘરડા **મિરજાફર**ને પાછો નવાબ બનાવ્યો; પણ નવાબ આથી કાંઈ અટકયો નહીં.

**ઘેરિઆની લડાઇ ૧૭૬૩. અંગ્રેજોએ મોંગિર જીતી લીધું ૧૭૬૩. પટણામાં કતલ ૧૭૬૩. પટણાની પેહેલી લડાઇ ૧૭૬૩. પટણાની બીજી, બક્સાર, અને કાલ્પીની લડાઇઓ ૧૭૬૪.** અંગ્રેજ અને **મિરકાસિમ** વચ્ચે કેટલીક નાહાની નાહાની લડાઇઓ થયા પછી ઘેરિઆ * આગળ એક મોટી લડાઇ ૧૭૬૩ માં થઈ, જેમાં **મિરકાસિમ** હારી ગયો, અને અંગ્રેજોએ **મોંગિર** લઈ લીધું. આ હારથી ચિડાઈ જઇને **મિરકાસિમે** પટણાના સઘળા અંગ્રેજોને કતલ કરવાનો હોકમ કીધો. આ નિર્દય કામ **વોલ્ટર રેમન્ડ** અથવા **સમરૂ** નામથી ઓળખાતા એક **જર્મને** કર્યું. ૪૮ અંગ્રેજો (જેમાં મિ૦ **એલિસ** પણ હતો) અને ૧૦૦ સિપાઇઓને ગોળીથી મારી નાંખ્યા ૧૭૬૩. અંગ્રેજોએ આથી ન ડરતાં **પટણા** ઉપર હુમલો કરી ૧૭૬૩ માં તે પાછું જીતી લીધું, તેથી **મિરકાસિમ અયોધ્યા સુજાદૌલા**ની છાવણીમાં નાસી ગયો. આ વખતે સુજાદૌલાની છાવણીમાં શાહઆલમ પણ હતો. **અહમદશાહ અબદલી** જેણે મરેઠાઓને ૧૭૬૧ માં **પાણીપત**ની લડાઇમાં તદન નબળા કરી નાંખ્યા હતા, તેનો આ નવાબ મદદગાર હતો. એક મોટું લસ્કર

---

* ઘેરિઆ—ગોવાની ઉત્તરે આસરે ૮૨ મેલ પર.

લઈને સુજાદૌલા અને મિરકાસિમે પટણાપર પાછો હુમલો કર્યો, પણ મેજર કર્નાકે તેમને હરાવ્યા ૧૭૬૪. પછી તેજ વરસમાં સોન નદીપર બક્ષાર*, આગળ મેજર મન્રોએ તેમને પાછા હરાવ્યા. આથી શાહઆલમ અંગ્રેજો સાથે હવે મળી ગયો. સુજાદૌલા દિલ્હી નાસી ગયો અને મરેઠાઓની મદદ માંગી; પણ કર્નાકે અલહાબાદ જીતી લઇ તેને (કોરા) કાલ્પી† આગળ પાછો હરાવ્યો, ત્યારે તે પણ અંગ્રેજોને શરણ થયો ૧૭૬૪.

---

# પ્રકરણ ૭ મું

## હિંદુસ્તાનમાં સુધારા અને ફેરફાર.

**મિરજાફર મરણ પામ્યો ૧૭૬૫.**

**કલાઇવ ત્રીજી વાર હિંદુસ્તાન ખાતે આવ્યો ૧૭૬૫.**

ઘરડો મિરજાફર ૧૭૬૫ માં મરણ પામ્યો, અને તેની જગ્યાએ તેના બીજા છોકરા નાઝીમઉદ-દૌલાને નામનો નવાબ બનાવ્યો; પણ બંગાળામાં પેહેલેથીજ ઘણું અંધેર ચાલતું હતું તેથી તેનો બંદોબસ્ત કરવાને ઇસ્ટ ઇન્ડિઆ કમ્પનીના અધિકારીઓએ કલાઇવને ત્રીજી વાર ૧૭૬૫ માં હિંદુસ્તાન ખાતે મોકલ્યો. એણે નીચે પ્રમાણેના સુધારા કર્યાઃ—

૧.—અયોધ્યાના નવાબ સુજા દૌલાને ખરચને પેટે ૫૦ લાખ રૂપિઆ લઇ તેની ગાદી તેને પાછી આપી, અને તે અંગ્રેજોનો મિત્ર થઇ રહ્યો.

**કલાઇવના સુધારા.**

૨.—દિલ્હીના શાહનશાહ શાહઆલમને ‡ કોર અને અલાહબાદ પાછા આપ્યાં.

૩.—શાહઆલમે બંગાળા, બહાર અને ઓરિસા (ઓઢિઆ) વરસ દહાડે ૨૬ લાખ રૂપિઆ લેવાની બોલીએ અંગ્રેજોને સ્વાધીન કર્યાં; આથી નાઝીમઉદ-દૌલાને પેન્શન લઈ ગાદી છોડવી પડી.

૪.—સરકારી નોકરોનો પગાર વધારી આપ્યો, પણ તેમને ખાનગી વેપાર કરવાની સખત બંદી કરી.

૫.—લશ્કર જ્યારે લડવા પર હોય ત્યારે તેમને બમણું ભાથું મળતું હતું તે કલાઈવે ઘણું ઘટાડી નાંખ્યું; આથી બસેં અમલદારોએ પોતાનું રાજીનામું આપ્યું; પણ કલાઈવે તેમની દરકાર કર્યા વગર તેમની જગ્યા મદ્રાસથી માણસો મંગાવી પુરી.

---

* બક્ષાર—બનારસની વાયવ્યકોણે ૫૮ મૈલ પર.

† કાલ્પી—જમના નદીના કિનારા પર કાનપુરથી ૪૦ મૈલ દૂર.

‡ કોરા—અલાહબાદથી ૪૫ મૈલ દૂર.

**કલાઇવ મરણ પામ્યો ૧૭૭૪.** કલાઇવ ઈ. સ. ૧૭૬૭ માં છેલ્લી વાર હિંદુસ્તાન છોડી ઇંગ્લાંડ ગયો, ત્યાં તેને ઘણુંજ માન મળ્યું. એ એના હરીફ ડુપ્લી પછી દશ વરસે ઇ. સ. ૧૭૭૪ માં મરણ પામ્યો.

**હેરિવરેલ્સ્ત ૧૭૬૭–૬૯. જોન કાર્ટિઅર ૧૭૬૯–૭૨.** ક્લાઈવના ઇંગ્લાંડ જવા પછી ૧૭૬૭–૬૯ સુધી બંગાળાના હાકેમ હેરિવરેલ્સ્ત અને ૧૭૬૯–૭૨ સુધી જોન કાર્ટિઅર થયા. એમના વખતમાં પાછું બંગાળામાં ભારે અંધેર ચાલ્યું. અંગ્રેજ અમલદારો એકદમ પૈસાદાર થવાને તરેહતરેહના ઉપાયો લેતા; તેથી આખરે ૧૭૭૨ માં ઇસ્ટ ઇન્ડિઆ કમ્પનીના અધિકારીઓને ત્યાં સુધારો કરવાને ચાંપતા ઉપાયો લેવા પડ્યા. તેઓએ બંગાળાનો વહિવટ પોતાના હાથમાં લીધો, અને વોરન હેસ્ટિંગ્સને ત્યાંનો હાકેમ બનાવ્યો. હેસ્ટિંગ્સ કલાઇવ

**હેસ્ટિંગ્સ ૧૭૭૨–૭૪.** પછી સાત વરસે એટલે ૧૭૩૨ માં જન્મ્યો હતો. ૧૭૫૦ માં એ દિવાની ખાતાના અમલદારતરિકે હિંદુસ્તાનમાં આવ્યો. સુરાજ્જદૌલાએ મુર્શીદાબાદની પાસે કાસીમ બજારની અંગ્રેજોની કોઠી લૂટી, ત્યારે એ ત્યાં પકડાયો હતો, પણ ત્યાંથી તે નાહાસી આવ્યો અને ૧૭૫૭ ની પ્લાસીની લડાઇ પછી એ મુર્શીદાબાદનો "રેસિડંટ" નિમાયો. ૧૭૬૪ માં એ ઇંગ્લાંડ ગયો, અને ૧૭૬૮માં મદ્રાસની કૌન્સિલના એક સભાસદ તરીકે હિંદુસ્તાન પાછો આવ્યો. ચાર વરસ પછી તે કલકત્તાનો હાકેમ નિમાયો. એના વખતમાં ઘણાક સુધારા થયાઃ—

**રેગ્યુલેટિંગ એક્ટ ૧૭૭૩.** ઇ. સ. ૧૭૭૩ માં "રેગ્યુલેટિંગ એક્ટ" એટલે રાજ્યકારભાર ચલાવવાનો કાયદો પસાર થયો; તેમાં એવા ઠરાવ થયા કેઃ—

૧.–કમ્પનીએ ઇંગ્લાંડની-સરકારને વરસ દહાડે ૪,૦૦,૦૦૦ પૌંડ આપવા.

૨.—મુંબઇ તથા મદ્રાસમાં કૌન્સિલ સાથે એક ગવર્નર રાખવો, પણ એ હાકેમોની ઉપર બંગાળામાં એક ગવર્નર જેનરલ કૌન્સિલની મદદથી અમલ ચલાવે.

૩.—કલકત્તામાં એક અદાલત સ્થાપવી, અને ત્યાં એક વડો અને તેના હાથ નીચે ત્રણ ન્યાયાધીશો રાખવા.

૪.—કોઇપણ સરકારી નોકરે કોઈ પાસેથી કઇ પણ જાતની બક્ષિસ લેવી નહીં.

વોરન હેસ્ટિંગ્સ આ ધારાથી કરીને ૧૭૭૪ માં પેહેલો ગવર્નર

**હેસ્ટિંગ્સ પેહેલો ગવર્નર જેનરલ.૧૭૭૪.** જેનરલ નિમાયો. એની કૌન્સિલના ચાર મેમ્બરો, મોન્સન, ક્લેવરિંગ, ફ્રાન્સિસ અને બારવેલ હતા. બારવેલ માત્ર એકમત થઈ હેસ્ટિંગ્સને સર્વે કામમાં મદદ કરતો, પણ બાકીના ત્રણ જણ દરેક બાબતમાં તેની સામા થતા. હેસ્ટિંગ્સે રાજ્યનો ખરચ ઓછો કરવાને માટે (૧) બંગાળાના નવાબને જે પેન્શન મળતું હતું તે અડધું કરી નાંખ્યું. (૨) કમ્પનીનો ખજાનો ખાલી

**કાશીનો ચૈયતસિંહ અને અયોધ્યાનો અજોફદ્દૌલા ૧૭૮૧.** થઈ ગયો હતો તે પાછો ભરવાને કાશીના જમીનદાર રાજા ચૈયતસિંહ અને અયોધ્યાના નવાબ સુજાદૌલાના છોકરા અજોફદ્દૌલાપર કમ્પનીના માંગતા રૂપિઆની ઉઘરાણી કરી ૧૭૮૧. કાશી પ્રાંત કમ્પનીએ કંઇ અમુક રકમ લેવાની બોલીએ ચૈયતસિંહને આપ્યો હતો, અને અજોફદ્દૌલાએ પોતાની બોલી પ્રમાણે ખંડણી ભરી ન હતી. આ બાબતનો બંદોબસ્ત કરવા હેસ્ટિંગ્સ પોતે કાશી ગયો. ચૈયતસિંહ નાસી જતાં પકડાયો, તેથી ત્યાંના લોકો ઘણાં ઉસ્કેરાયાં, અને પકડનારોને કાપી નાંખ્યા, તેમાં હેસ્ટિંગ્સ સેહેજ બચી ગયો. લશ્કરની મદદ આવતાંજ ચૈયતસિંહ પાછો નાસી ગયો, તેથી હેસ્ટિંગ્સે એના ભત્રિજાને વધારે ખંડણી આપવાની સરતે ગાદીએ બેસાડયો. અજોફદ્દૌલાને પણ કંઈ ઉપાય ન સુજવાથી તેણે પોતાની મા અને દાદી પાસેથી પૈસા

**હેસ્ટિંગ્સે રોહિલા લોકોને હાંકી કાઢયા ૧૭૭૪.** કઢાવી કમ્પનીને ભર્યા. (૩) દિલ્હીના પાદશાહને અંગ્રેજો બંગાળા, બહાર અને ઓરિસાને માટે જે ૨૬ લાખ રૂપિઆ આપતા હતા તે હવે બંધ કર્યા, કારણ કે પાદશાહ મરેઠાઓના હાથમાં કેદ પકડાયો હતો. (૪) હેસ્ટિંગ્સે ૧૭૭૪ માં અયોધ્યાના નવાબ પાસેથી ૪૦ લાખ રૂપિઆ લઈ રોહિલા લોકોને અયોધ્યામાંથી હાંકી કાઢયા. રોહિલા એ અહમદશાહ અબદલીની સ્વારી સાથે આવેલા અફગાનો હતા. એ લોકોએ અયોધ્યાની

**કટરા અથવા રામપુરની લડાઇ ૧૭૭૪.** વાયવ્ય દિશાએ ૧૭૪૪ માં પોતાની સત્તા સ્થાપી હતી, અને તેમની સંખ્યા ૨૦,૦૦૦ ની હતી. તેમને હાંકી કાઢવાને કર્નલ ચેમ્પિઅન એક લશ્કર લઇ ત્યાં ગયો. તેણે રોહિલાના સરદાર હાફિઝ રેહેમતને ૧૭૭૪ માં કટરા અથવા રામપુરની લડાઈમાં હરાવ્યો, અને તે સઘળાને દેશમાંથી હાંકી કાઢયા.

કૌન્સિલના મેમ્બરોની ઉસ્કેરણીથી રાજા નન્દકુમાર નામના એક બ્રાહ્મણે હેસ્ટિંગ્સપર લાંચ લેવાનો આરોપ મુકયો, અને તે બાબતની તજવીજ ચાલતી હતી તેટલામાં એજ બ્રાહ્મણ ઉપર જુઠા દસ્તાવેજો બનાવ્યાનું તોહમત મુકાયું, અને તેની નવી અદાલતમાં વડા ન્યાયાધીશ સર

**નન્દકુમારને ફાંસી દીધી ૧૭૭૬.** એલીજા ઈમ્પી આગળ તપાસ ચાલી ૧૭૭૫. તેની ઉપર આ તોહોમત સાબિત થવાથી તેને ફાંસી દીધી ૧૭૭૬.

ચૈયતસિંહ અને અયોધ્યાની બેગમો પાસેથી કમ્પનીનો ખજાનો ભરવાની મતલબથી હેસ્ટિંગ્સે પૈસાની રકમો પડાવી લીધી તેથી, અને ઉપર કહેલાં બીજાં કારણોથી કોર્ટ ઓફ ડિરેકટરોએ એને ઠપકો દીધો, તેથી

**હેસ્ટિંગ્સની તપાસ ૧૭૮૮–૧૭૯૫.** **હેસ્ટિંગ્સ મરણ પામ્યો ૧૮૧૮.** એ પોતાનું રાજીનામું આપી વિલાયત ગયો. ત્યાં એના ઉપર અન્યાયનો આરોપ મુકી અદાલતમાં એનો ઈનસાફ ચલાવ્યો. એ ઇનસાફ સાત વરસ (૧૭૮૮–૧૭૯૫) સુધી જારી રહ્યો, પણ અંતે કોઇ પણ ગુનો એના ઉપર સાબિત થયો નહીં. એ ઈ. સ. ૧૮૧૮ માં મરણ પામ્યો.

એના વખતમાં હિંદુસ્તાનનો રાજ્યકારભાર ચલાવવાને માટે બે બિલ (કાયદાના મુસદ્દા) રજુ કરવામાં આવ્યાં. એ મિ૦ ફોક્સ અને મિ૦ પિટનાં બિલને નામે ઓળખાય છે.

**મિ૦ ફોકસનું બિલ ૧૭૮૪.** મિ૦ ફોક્સનું બિલ ૧૭૮૪–હિંદુસ્તાનમાં બરાબર રાજ્યકારભાર ચલાવવા વિષે ઇંગ્લાંડમાં વારંવાર તકરારો ચાલતી. આ વખતે ઇંગ્લાંડના વજીર મિ૦ ફોક્સે જે બિલ રજુ કર્યું તેમાં એ હતું કે કમ્પની પાસેથી હિંદુસ્તાનનું રાજ્ય લઇને ઇંગ્લાંડની ગાદીને સ્વાધીન કરવું, અને તેનો વહિવટ ૧૬ માણસની મંડળી ચલાવે. આ ૧૬ માંના ૯ જણ રાજ્યકારભાર, અને બાકીના ૭ વેપાર ચલાવે. પણ આ બિલને ટેકો ન મળવાથી તે રદ ગયું.

**મિ૦ પિટનું બિલ ૧૭૮૪.** મિ૦ પિટનું બિલ ૧૭૮૪–મુખ્ય પ્રધાન મિ૦ પિટે ઉપલાં બિલમાં ફેરફાર કરીને તે પાછું મુકયું, અને તે પસાર થયું. આ બિલમાં કલમો એવી મતલબની હતી કે કમ્પની પોતાનો અધિકાર જેમ છે તેમ રાખે, પણ "બોર્ડ ઓફ કન્ટ્રોલ" નામે એક નવી મંડળી કરવી, જે મંડળી રાજા તરફથી નિમાય, અને તે "કોર્ટ ઓફ ડિરેકટર"ના વહિવટ ઉપર દેખરેખ રાખે, તથા તેમનાં કામકાજો જે ગેરવાજબી લાગે તે અટકાવી શકે.

# પ્રકરણ ૮ મું.

## બાબ ૧ લો.

## મ્હૈસૂરની પેહેલી લડાઇ ૧૭૬૬–૧૭૬૯.

**હૈદરઅલ્લી.** મ્હેસૂરતું રાજ્ય પેહેલાં હિંદુ રાજાઓના હાથમાં હતું. હૈદરઅલ્લી જે ૧૭૦૨ માં જન્મ્યો હતો, તે આ રાજનો ધણી થઈ પડ્યો, તે પેહેલાં દેવરાજ અને નંદરાજ નામે દિવાન ત્યાં રાજકારભાર ચલાવતા હતા. આ દિવાનોના હાથ નીચે હૈદર પેહેલાં નાયક તરીકે નોકરી કરવા લાગ્યો. હૈદરનો દાદો કોઈ પંજાબનો ફકીર હતો, અને એનો બાપ મ્હૈસૂરનાં રાજમાં નાયક હતો. નંદરાજે હૈદરની હોશિયારી જોઈ તેને ઉંચી પદ્વીએ ચઢાવ્યો. એણે રફ્તે રફ્તે લૂટ અને લુચ્ચાઈથી પોતાનું લશ્કર વધાર્યું, અને દેવરાજનાં મરણ પછી નંદરાજને દૂર કરી, રાજા કૃષ્ણરાયને વરસ દહાડે ત્રણ લાખ રૂપિઆ આપવા કહી મ્હેસૂરની ગાદીનો એ ધણી થઇ પડ્યો ૧૭૬૧. નંદરાજને પાછળથી કંઇક વાંકને માટે હૈદરે બંદીખાને નાંખ્યો.

**હૈદર મ્હૈસૂરનો ધણી થયો ૧૭૬૧.** **લડાઇનું કારણ:**–હૈદરનું બળ દિનપરદિન વધતું ગયાથી તેની આસપાસના રાજાઓને ડર લાગ્યો. તેને આગળ વધતાં અટકાવવાને **પેશ્વા**, **નિઝામ** અને **અંગ્રેજોએ** એકસંપ કર્યો. પણ હૈદરે **નિઝામ** અને **મરેઠાને** લાંચ આપી પોતાના પક્ષમાં લીધા, અને અંગ્રેજનાં રાજ ઉપર હુમલો કરવા લાગ્યો.

**ચંગામ અને ત્રિનોમાલીની લડાઇ ૧૭૬૭.** કર્નલ **સ્મિથ** જે મદ્રાસમાં હતો તેની ઉપર હૈદરે પેહેલાં હુમલો કર્યો, પણ ૧૭૬૭ માં **ચંગામ*** અને પછી **ત્રિનોમાલીની*** લડાઇમાં એણે સખત હાર ખાધી. એજ વરસમાં એણે **અમ્બુરગઢ**† ઉપર હુમલો કર્યો, તેમાં પણ એ ફાવ્યો નહીં. આ વખતે હૈદરનો છોકરો **ટીપુ** જે માત્ર ૧૭ વરસની વયનો હતો, તે થોડુંક લશ્કર લઇ **મદ્રાસ** સુધી લૂટફાટ કરતો વધી ગયો.

**નિઝામનાં** રાજ્યપર કર્નલ **પીચે** ૧૭૬૮ માં હુમલો કર્યો ત્યારે **નિઝામ** હૈદરનો પક્ષ છોડી અંગ્રેજનો મિત્ર થયો, અને તેમની સાથે સંધિ કરી. હૈદરે પણ અંગ્રેજોને લડાઇના ખરચ બદલ ૧૦ લાખ રૂપિઆ, તેમજ કેટલીક જગ્યા આપીને સંધિ કરવા માંગી, કારણ કે તેને તેના હમેશના દુશ્મન **મરેઠાની** ચઢાઇની ધાસ્તી લાગતી હતી. પણ અંગ્રેજોની

---

* ચંગામ અને ત્રિનોમાલી—મદ્રાસની દક્ષિણે આર્કટમાં.

† અમ્બુર—આર્કટની પશ્ચિમે ૫૦ મૈલ દૂર.

માંગણી ઘણી મોટી હોવાથી તેણે તે કબુલ કરી નહીં, અને બન્નેએ લડાઈને માટે પાછી તૈયારી કરી.

**મદ્રાસની સંધિ ૧૭૬૯.**

મુંબઈથી એક નાહાનું લશ્કર હૈદર સામે મોકલવામાં આવ્યું, પણ તે તદન હારી ગયું. કર્નલ **સ્મિથે** ઘણી ચપળતાથી હૈદરના કેટલાક કિલ્લા જીતી લીધા, પણ હૈદર જ્યારે એકદમ **મદ્રાસ** તરફ ધસી ગયો, ત્યારે અંગ્રેજોને તેની સાથે સંધિ કરવી પડી ૧૭૬૯.

**સલાહની સરતો:**–૧–લડાઈની વખતે એક બીજાની જે જગ્યા લીધી હોય તે પાછી આપવી.

૨.—જો કોઇ પણ શત્રુ એમાંથી એકનાં રાજ્ય ઉપર ચઢી આવે તો બીજાએ તેને મદદ કરવી.

---

## બાબ ૨ જો.

## મરેઠા સાથે પેહેલી લડાઇ ૧૭૭૬–૧૭૮૨.

**સુરતની સંધિ ૧૭૭૫.**

**આરાસની લડાઇ ૧૭૭૫.**

**પુરંધરનું તહનામું ૧૭૭૬.**

ઇ. સ. ૧૭૭૩ માં પાંચમા પેશ્વા **નારાયણરાવનું** કાસળ કાઢી તેનો કાકો **રાઘોબા** પેશ્વા તરીકે સત્તા ચલાવતો હતો. જ્યારે મરેઠાઓ એની સત્તાની સામા થયા, અને **નારાયણરાવનો** છોકરો **માધવરાવ**, જે એના બાપના મરણ પછી જન્મ્યો હતો, તેને પેશ્વા કબુલ કર્યો, ત્યારે એણે **મુંબઈમાં** અંગ્રેજોની મદદ માંગી, અને તેમની સાથે ૧૭૭૫ માં **સુરત** આગળ સંધિ કરી, જેથી અંગ્રેજોને મદદ કરવા બદલ મુંબઇની ઉત્તરે **સાલસેટ**, **વસાઈ** અને **મુંબઈની** આસપાસની કેટલીક જગ્યા આપવા કબુલ કરી. **રાઘોબાને** પેશ્વાની ગાદીએ બેસાડવાને અંગ્રેજોએ કર્નલ **કીટિંગને** મોકલ્યો, જેણે ૧૭૭૫ માં મરેઠાઓને **માહી** નદી આગળના **આરાસનાં** મેદાનમાં હરાવ્યા. **વોરન હેસ્ટિંગ્સે** આ કામ ઘણું જોખમ ભરેલું જાણીને ૧૭૭૬ માં ૬ ઠ્ઠા પેશ્વા **માધવરાવ નારાયણની** તરફથી **સકારામ બાપુ** અને **નાના** ફડનવીસ સાથે પુનાની પાસે **પુરંધર** આગળ સંધિ કરી, જેથી અંગ્રેજોને માત્ર **સાલસેટ** મળ્યું.

**લડાઇનું કારણ:**–અંગ્રેજો પાસેથી **સાલસેટ** પાછું લઇ લેવા, અને તેમને ત્યાંથી હાંકી કાઢવાને પુનામાં પેશ્વા ફ્રેન્ચ લોકો સાથે મળી જઈ કાવત્રાં કરતો જણાયો, ત્યારે **હેસ્ટિંગ્સે રાઘોબાને** પેશ્વા કબુલ કરીને તેને પુનાની ગાદીએ બેસાડવાને લડાઇ પ્રગટ કરી.

મુંબઇથી કર્નલ કોકબર્નની સરદારી નીચે એક લશ્કર પુના તરફ

**તલેગામની લડાઇ ૧૭૭૯.** મોકલવામાં આવ્યું, પણ તે તલેગામ આગળ ૧૭૭૯ માં તદન હારી ગયું, અને નામને લાંછન લાગે એવી

**વરંગામની સંધિ ૧૭૭૯.** વરગામ આગળ સંધિ કરી; એમાં એવો કરાર થયો કે ૧૭૭૩ પછીની મરેઠાઓની જે જગ્યા અંગ્રેજોએ લીધી હોય તે પાછી આપવી, એટલે કે અંગ્રેજોએ સાલસેટ આપી દેવો.

વોરન હેસ્ટિંગ્સે આ સંધિ કબુલ રાખી નહીં, અને તુરત કર્નલ ગોડાર્ડને એક લશ્કર આપી મોકલ્યો. ગોડાર્ડ સુરત ગયો ત્યાંથી આગળ વધી ડભોઈ તથા અમદાવાદ જીતી લીધાં અને ૧૭૮૦ માં સિંધિઆ, હોલ્કર અને પેશ્વાનાં લશ્કરને હરાવ્યું. એજ વરસે કર્નલ પોપહેમે કાલ્પીની ઉત્તરે લાહરનગર અને ગ્વાલિયર સર કર્યાં. આવી હારથી

**સાલબાઇની સલાહ ૧૭૮૨.** જ્યારે નિઝામ અને હૈદરઅલ્લી પેશ્વાની મદદે જવા તૈયાર થયા, ત્યારે અંગ્રેજોને સાલબાઈ* આગળ ૧૭૮૨ માં સલાહ કરવી પડી.

**સલાહની સરતો:**–૧.—પેશ્વાએ રાઘોબાને ૨૫,૦૦૦ રૂપિઆનો મહિનો આપવો, અને તેની મરજીમાં આવે ત્યાં તેને રહેવા દેવો.

૨.—પુરંધર આગળ તહનામું થયા પછીની જે જગ્યા અંગ્રેજોએ જીતી લીધી હોય તે પાછી આપવી.

૩.—અંગ્રેજ તથા પોર્ટુગીઝ શિવાય બીજા યુરોપીયનોને મરેઠી રાજ્યમાં રેહવા દેવા નહીં.

૪.—વરગામની સંધિ વખતે સિંધિઆએ અંગ્રેજોની સારી સેવા બજાવી તેથી તેને ભરૂચ આપવું.

---

## બાબ ૩ જો.

## મ્હેસૂરની બીજી લડાઇ ૧૭૮૦–૧૭૮૪.

**લડાઇનાં કારણ:**–૧.—જ્યારે મરેઠાલોકોએ હૈદરને ૧૭૭૨ માં ચેરકુલીની લડાઇમાં હરાવ્યો, ત્યારે તેણે ૧૭૬૯ ની મદ્રાસની સંધિ પ્રમાણે અંગ્રેજોની મદદ માંગી; પણ અંગ્રેજોએ તેને તે આપી નહીં તેથી હૈદર ઘણો ગુસ્સે થયો.

૨.—ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ સળગ્યાથી અંગ્રેજોએ ૧૭૭૮ માં પોન્ડીચરી જીતી લેઇ ૧૭૭૯ માં જ્યારે માહી લીધું, ત્યારે હૈદર

* સાલબાઈ—ગ્વાલિયરની પાસે.

**હૈદરે કર્ણાટક જીત્યું ૧૭૮૦.** એમ કહી તેમની સામે થયો કે **માહી** મારા રાજ્યનો ભાગ છે.

અંગ્રેજોએ જ્યારે તેનું કાંઈ સાંભળ્યું નહીં ત્યારે હૈદર ૯૦ હજાર માણસનું એક લશ્કર લઈ **શ્રી**રંગપટણથી નિકળ્યો, અને કર્ણાટક જીતી લઈ મદ્રાસથી ૫૦ મૈલ દૂર **કંજીવરમ** આગળ ધસી આવ્યો, આ વખતે તેની ઉમર ૭૮ વરસની હતી.

**૧૭૮૦–કર્નલ બેલીનો પરાજય.**—કર્નલ બેલી ૨,૮૦૦ માણસ લઈ ગંતુર જવા નિકળ્યો, અને **હેક્ટર** મન્રો, જે બંગાળાની લડાઇમાં પ્રખ્યાત થયો હતો, તેનાં લશ્કર સાથે મળી જવાનો હતો; પણ તે મળી જાય તે પેહેલાં હૈદરે **પોલીલોર***ની (પેહેલી) લડાઈમાં હરાવી તેને અને તેના

**પોલીલોરની પેહેલી લડાઇ ૧૭૮૦.** ૨૫૦ માણસોને બંદીવાન કીધા. જો ફ્રેન્ચ લોકો વચ્ચે પડ્યા નહીં હતે તો બધા બંદીવાનોને દુશ્મનોએ કાપી નાંખ્યા હતે. કર્નલ **બે**લીની હાર થવાથી, **હે**ક્ટર મન્રોને પોતાનાં લશ્કર સહિત **મ**દ્રાસ તરફ પાછું ફરવું પડ્યું.

**હે**સ્ટિંગ્સે આ માઠા સમાચાર સાંભળતાંજ ગએલી આબરૂ પાછી મેળવવાને મોટી તૈયારી કરવા માંડી, અને ત્રણ અઠવાડિયાંમાં એક મોટું લશ્કર ભેગું કરી તેની સરદારી બંગાળાના સેનાપતિ સર **આયર** કૂટને આપી મદ્રાસ મોકલ્યો. હૈદરે ૧૭૮૧ માં **આ**ર્કટપર ઘેરો ઘાલ્યો અને છ અઠવાડિયાંમાં તે જીતી લીધું.

**ચિલામબ્રમની લડાઇ ૧૭૮૧.** કૂટે મદ્રાસથી નિકળી દુશ્મનોના ઘણા કિલ્લા જીતી લીધા, પણ **ચિ**લામબ્રમ† લેતાં હાર ખાધી. **હૈ**દર

**પોર્ટોનોવોની લડાઇ ૧૭૮૧.** કૂટને એક સખ્ત હાર આપવાના વિચારથી તેની સામે પોતાનું મોટું લશ્કર લઈ ગયો. બન્નેનાં સૈન્યો **પોર્ટો**નોવો‡ આગળ ભેગાં થયાં, અને જો કે **કૂ**ટનાં લશ્કરની સંખ્યા ઘણીજ નાહાની હતી તોપણ તેણે હૈદર ઉપર પૂર્ણ જય મેળવ્યો. આ લડાઈમાં **હૈ**દરનાં ૧૦ હજાર માણસ માર્યાં ગયાં ૧૭૮૧.

હેસ્ટિંગ્સે એક બીજું નાહાનું લશ્કર **પી**અર્સની સરદારી નીચે મોકલ્યું,

**પોલીલોરની લડાઇ ૧૭૮૧. (બીજી)** અને તે કૂટનાં લશ્કર સાથે મળી ગયું. પોલીલોરનું મેદાન જેમાં કર્નલ **બે**લીનો પરાજય થયો હતો ત્યાં ૧૭૮૧ માં **હૈ**દર ફરીથી કૂટનાં લશ્કર સામે લડ્યો. **હૈ**દરનાં

---

* પોલીલોર—મદ્રાસની પશ્ચિમે કંજીવરમની પાસે.

† ચિલામબ્રમ—પોન્ડિચરીની દક્ષિણે ૩૫ મૈલ પર.

‡ પોર્ટોનોવો—પોન્ડિચરીની દક્ષિણે ૩૨ મૈલ પર.

**શોલિંગરની લડાઇ ૧૭૮૧.** જોકે ૨,૦૦૦ માણસ માર્યા ગયાં તોપણ ફૂટથી પૂર્ણ જય મેળવી શકાયો નહીં. ત્યાર પછી તુરત શોલિંગર* આગળ બીજી એક મોટી લડાઇ થઇ, જેમાં હૈદર તદન હારી ગયો.

અંગ્રેજ અને ડચ લોકો સાથે લડાઇ સળગ્યાથી, ડચ લોક હૈદરને મદદ આપવા તૈયાર થયા; પણ કમ્પનીનાં લશ્કરે તેમનાં સંસ્થાનો ઉપર ચઢાઈ કીધી, અને **નિગાપટમ**, તથા **સિંહલદ્વીપમાંનું ત્રિંકોમાલી** જીતી લીધાં—૧૭૮૧.

હૈદરઅલી આટલી હાર ખાવા છતાં હિમ્મત હાર્યો નહીં, અને તેણે લડવામાટે પાછી તૈયારી કરી.

**કર્નલ બ્રેથ્વેટનો પરાજય ૧૭૮૨.** **કર્નલબ્રેથ્વેટનો પરાજય**—૧૭૮૨. કર્નલ બ્રેથ્વેટ એક નાહાનાં લશ્કર સહિત તંજોરમાં જીત મેળવતો હતો, પણ હૈદરના છોકરા ટીપુના ભેદુઓના કહેવાપર ભરસો રાખતાં તે ફસી ગયો અને દશઘણા લશ્કરથી તે ઘેરાઇ ગયો, જેથી એને આખરે તાબે થવાની જરૂર પડી. આ વખતે પણ ફ્રેન્ચ લોકો વચ્ચે પડયા, અને પકડાયલાઓના જીવ બચાવ્યા.

**તેલીચરિના નાયર લોકની બાહાદુરી.** હૈદરે મલબાર કિનારાપરના તેલીચરિને ઘેરો ઘાલવા એક લશ્કર મોકલ્યું, પણ ત્યાંના રહેવાસીઓએ એ લશ્કર સામે ઘણી બાહાદુરીથી ટકાવ કર્યો, અને મુંબઇથી મદદ મળતાંજ હૈદરનાં લશ્કર પર ધસારો કરી તેનાં ૧,૨૦૦ માણસને કેદ પકડયાં ૧૭૮૨.

**હૈદર મરણ પામ્યો ૧૭૮૨.** હૈદર ઇ. સ. ૧૭૮૨ માં તેની ૮૦ વરસની વયે ચિતોડમાં મરણ પામ્યો. એ અભણ અને ક્રૂર હતો, પણ ઉમંગી અને દૃઢ મનનો હોવાથી લાંબો વખત સુધી એણે મોટી પદ્વી ભોગવી.

**પૂર્નિયા અને કૃષ્ણરાવ.** હૈદરનાં મરણના સમાચાર પૂર્નિયા અને કૃષ્ણરાવ નામના એના બે કારભારીઓએ છુપાવી રાખ્યા, અને ટીપુ જે ૪૦૦ મૈલ દૂર મલબાર કિનારે હતો તેને છુપી ખબર આપ્યાથી તે ઉતાવળે ત્યાં ગયો. હૈદર મરણ પામ્યો ત્યારે તેની પાસે ૧ લાખ માણસની ફોજ, ૩ કરોડ રૂપિઆ, અને પુષ્કળ ઝવેરાત હતું. આ સઘળાનો ટીપુ ધણી થયો, અને તેના બાપની માફક અંગ્રેજો સામે લડવા તૈયાર થયો.

**પનિઆનીની લડાઇ ૧૭૮૨.** ૧૭૮૨ માં તે એકદમ પશ્ચિમ કાંઠે ગયો. મેજર એબિંગ્ટને કાલિકટ જીતી લીધું, અને ફ્રેન્ચ લોકોની મદદ સહિત ટીપુ તેની સામે આવેછે એમ સાંભળતાંજ પનિઆનીમાં* પોતાનો

---

* શોલિંગર—મદ્રાસની પશ્ચિમે.

બચાવ કરી બેઠો. ટીપુ તેની સામો લડયો, પણ તેમાં એણે સખત હાર ખાધી.

**જેનરલ મેથ્યુસનો પરાજય ૧૭૮૩.** ૧૭૮૩ માં જેનરલ મેથ્યુસે મ્હેસૂરમાંનો બેડનોરનો કિલ્લો જીતી લીધો; એથી ટીપુ પોતાનું સઘળું લશ્કર લઈ ત્યાં ગયો, અને તે કિલ્લાને ઘેરો ઘાલ્યો. મેથ્યુસ તથા તેનાં લશ્કરને વગર ઈજા કરવે જવા દેવાની સરત કરી તેને તાબે થવા કહ્યું. જ્યારે મેથ્યુસે કંઇ ઉપાય ન મળવાથી તેમ કર્યું અને તે કિલ્લો ટીપુના હાથમાં આવ્યો ત્યારે આ દગલબાજે તે બધાને ઘણી ક્રૂર રીતે મારી નાંખ્યા ૧૭૮૩.

**માંગ્લોરની સલાહ ૧૭૮૪.** ૧૭૮૪ માં ટીપુએ પાછી માંગ્લોર પર ચઢાઇ કરી, પણ આઠ અઠવાડિયાં સુધી કર્નલ કેમ્પબેલે તેનું બાહાદુરીથી સંરક્ષણ કર્યું; એટલામાં ઈંગ્લાન્ડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ થવાથી ફ્રેન્ચ લોકો ટીપુને છોડી ગયા, અને કર્નલ ફુલર્ટન છેક મ્હેસૂર પર લશ્કર લઇ ચઢી ગયો, ત્યારે ટીપુએ અંગ્રેજો સાથે માંગ્લોર મુકામે તહનામું કર્યું ૧૭૮૪.

**સલાહની સરતો:**—૧.—ટીપુએ અંગ્રેજ તરફના સઘળા કેદીઓને છોડી દેવા.

૨.—દરેક પક્ષવાળાએ આ લડાઇની વખતે એક બીજાની જે જગ્યા લીધી હોય તે પાછી આપવી.

---

## બાબ ૪ થો.

## મ્હૈસૂરની ત્રીજી લડાઈ ૧૭૯૦–૧૭૯૨.

**લોર્ડ કોર્નવોલિસ ૧૭૮૬–૧૭૯૩.** વોરન હેસ્ટિંગ્સ પછી ૧૭૮૬ માં લોર્ડ કોર્નવોલિસ ગવર્નર જેનરલ થઈ હિંદુસ્તાન ખાતે આવ્યો. એને લડાઇ ટંટાથી દૂર રહીને સમાધાનીથી રાજ્ય ચલાવવાને સૂચના થઈ હતી, પરંતુ ટીપુના જુલમને લીધે એને તેની સાથે પાછી લડાઇ કરવી પડી.

ટીપુએ અંગ્રેજો સાથે સંધિ હોવાથી પોતાનું ઘાતકીપણું કેનેડા અને કુર્ગના લોકો પર ચલાવ્યું, અને ત્યાં બે ચઢાઈઓ કરી એક લાખ રહેવાસીઓને બંધીવાન કરી તેમને જોર જુલમથી મુસલમાન કર્યા. એમને આ

---

* પનિઆની—કાલિકટની નૈઋત્યે ૩૬ મૈલ પર.

સજા કરવાનું કારણ એ હતું કે જ્યારે **અંગ્રેજ** અને **હૈદર** વચ્ચે લડાઈ ચાલી હતી, ત્યારે તેઓ હૈદરની જુસરીમાંથી નિકળી જઇ સ્વતંત્ર થયા હતા. **મરેઠા** અને **નિઝામે** ટીપુનું જોર તોડી નાંખવાને તેનાં રાજ્યપર પાછી ચઢાઇ કરી, પણ ટીપુએ તેમને આ વખતે ફાવવા દીધા નહીં. આ ફતેહથી ફુલાઈ જઈને ટીપુએ **મલબારના નાયર** લોકની ઉપર ચઢાઈ કરી તેમને જોર જુલમથી મુસલમાની ધર્મ કબુલ કરાવ્યો; અને જ્યારે તેમનામાંના કેટલાક ત્રાવણકોર નાસી ગયા, ત્યારે ટીપુએ ત્યાં ચઢાઇ કરી—૧૭૮૯, પણ ત્યાં એની સખત હાર થવાથી ત્રણ મહિનામાં એ પાછું એક મોટું લશ્કર લઈ ત્યાં ગયો ૧૭૯૦. ત્રાવણકોરનો રાજા થોડાંક વરસ પર અંગ્રેજોનો મિત્ર થયો હતો, માટે લોર્ડ કોર્નવોલિસે ટીપુને એ કામથી હાથ ઉઠાવવાને સમજાવ્યો, પણ ટીપુએ કંઇ દરકાર કરી નહીં, તેથી એને લડાઈ કરવી પડી.

**ત્રાવણકોરનાં રાજ્ય પર બે વાર ચઢાઈ કરી ૧૭૮૯–૧૭૯૦.**

**લડાઇનાં કારણ:**—૧.—૧૭૮૪ માં **માંગ્લોર** મુકામે સલાહ થઇ હતી તોપણ ટીપુ અંગ્રેજોને સામે લડવાની તૈયારી કરતો હતો.

૨.—**ત્રાવણકોરનો** રાજા અંગ્રેજનો મિત્ર હતો, તેના ઉપર અંગ્રેજોના ના કહેવા છતાં ટીપુએ ચઢાઇ કરી.

લોર્ડ **કોર્નવોલિસે નિઝામ** અને **મરેઠાને** પોતાના પક્ષમાં લીધા, અને પોતે એક મોટું લશ્કર લઈ ટીપુનાં રાજ્યમાં કુચ કરી **બેંગ્લોર** છાપો મારી લઇ લીધું. ટીપુ તુરત ત્યાં લડવા ગયો, પણ ૧૭૯૧ માં **શ્રીરંગપટણથી** થોડે દૂર **અરિકેરાની** લડાઇમાં તે હારી ગયો. લોર્ડ **કોર્નવોલિસ** આ તકનો લાભ લઇ સીધો **શ્રીરંગપટણ** પર ચાલ્યો, પણ ખોરાક ઘટી જવાથી તેને પાછું ફરવું પડચું.

**અરિકેરાની લડાઇ ૧૭૯૧.**

બીજી તરફથી **હાર્ટલી** અને **લિટલ** નામના સરદારોએ **શ્રીરંગપટણની** વાયવ્ય દિશાએથી **સિમોગા** અને બીજી જગ્યાઓ જીતી લીધી ૧૭૯૧.

**સિમોગા જીત્યું ૧૭૯૧.**

૧૭૯૨ માં લડાઈની **સઘળી** તૈયારી કરીને લોર્ડ **કોર્નવોલિસે** પાછી **શ્રીરંગપટણ** પર ચઢાઈ કરી. એની મદદે **નિઝામ**, અને **મરેઠા** લશ્કરને સરદાર **હરિપંત** આવ્યા હતા. બીજી બાજુએથી જનરલ **એબરક્રોમ્બી** અને **કુર્ગનો** રાજા જેને ટીપુએ બંદીખાને નાંખી ઘણું દુઃખ દીધું હતું, અને જે આખરે બંદીખાનેથી નાસી ગયો હતો, તે બન્ને **કોર્નવોલિસનાં** લશ્કર સાથ મહા મુસીબતે મળી ગયા. આથી ટીપુ હિંમત હારી ગયો, અને **શ્રીરંગપટણ** આગળ **કોર્નવોલિસની** કહેલી **સખત સરતો પર સલાહ** કરી.

**શ્રીરંગપટણની સલાહ ૧૭૯૨.**

**સલાહની સરતો:**-૧.—ટીપુએ અંગ્રેજોને અને તેમના મદદગારોને પોતાનું અર્ધું રાજ્ય આપવું.

૨.—લડાઈના ખરચ બદલ ત્રણ કરોડ ત્રીસ લાખ રૂપિઆ આપવા.

૩.—એણે ઉપલી સરતો પુરી થાય ત્યાં સુધી પોતાના બે છોકરા અંગ્રેજોને સ્વાધીન કરવા.

૭ વરસ પછી ટીપુના બન્ને છોકરાઓ પાછા તેમના બાપ પાસે મોકલવામાં આવ્યા હતા.

---

## બાબ ૫ મો.

## મ્હૈસૂરની ચોથી લડાઈ ૧૭૯૮-૧૭૯૯.

**લોર્ડ મોર્નિંગ્ટન ૧૭૯૮-૧૮૦૫.**

**ટીપુ શ્રી**રંગપટણ આગળની સલાહથી ઘણો નબળો થઇ ગયો ખરો, પણ તે વશ થયો ન હતો. સલાહ થઈ ત્યારથી તે અંગ્રેજો પર કડું વેર રાખી છાની તૈયારીઓ કરતો ગયો, અને ફ્રેન્ચ લોકોની સાથે મદદ વાસ્તે છુપો કાગળ પત્રનો વહેવાર ચલાવા લાગ્યો, તે એટલે સુધી કે ૧૭૯૯ માં ફ્રાન્સના વિખ્યાત **બો**નાપાર્ટે પોતે એને મદદ આપવાને એક કાગળ લખ્યો. આ જોઈ ગવર્નર જેનરલ લોર્ડ **મો**ર્નિંગ્ટને તેને આથી હાથ ઉઠાવવાને એક એલચી મોકલ્યો. પણ **ટી**પુએ તેને અપમાન આપી પાછો કાઢયો, તેથી લડાઈ પ્રગટ થઇ.

**લડાઇનું કારણ:**-ટીપુએ અંગ્રેજોને તેનાં રાજ્યમાંથી હાંકી કાઢવાને ફ્રેન્ચ લોકોની મદદ માંગી અને તેને સમજાવવા મોકલેલા એલચીનું અપમાન કર્યું.

લડાઇની સઘળી ગોઠવણ **મદ્રાસ**માં થઇ. ૨૦,૮૦૦ માણસનું એક લશ્કર ભેગું થયું, તેની સાથે **મિર**આલમની સરદારી નીચે ૨૦,૦૦૦ માણસનું **નિ**ઝામનું લશ્કર આવી મળ્યું; એ લશ્કરની સરદારી કર્નલ **વે**લેસ્લિ જે પાછળથી **ડ્યુક ઑફ** વેલિંગ્ટન થયો તેને આપી.

**સદાસિર અને માલ્વેલીની લડાઇ ૧૭૯૯.**

**મું**બઇથી એક બીજાં નાહાનાં લશ્કરે બીજાં છુટાં પડેલાં બે નાહાનાં લશ્કર સાથે મળી ટીપુનાં રાજ્યમાં કુચ કરી. આ લશ્કરનો સરદાર જેનરલ **સ્ટુ**અર્ટ હતો, અને આ સઘળાં લશ્કરનો સેનાપતિ જેનરલ **હે**રિસ હતો. પેહેલી લડાઇ ૧૭૯૯ માં * **સદાસિર** આગળ થઈ જેમાં જેનરલ **સ્ટુ**અર્ટે **ટીપુ**નો પરાજય કર્યો. બીજી મોટી લડાઇ **માલ્વેલી** આગળ તેજ વરસમાં થઇ,

---

* સદાસિર અને માલ્વેલી—શ્રીરંગપટણથી આસરે ૩૦ મૈલ પર.

જેમાં હેરિસે તેને હરાવ્યો. ટીપુનાં ૧,૦૦૦ અને અંગ્રેજોનાં માત્ર ૬૯ માણસ માર્યા ગયાં.

જેનરલ હેરિસ હવે એકદમ શ્રીરંગપટણ ઉપર ધસી ગયો. ટીપુ આ જોઇ ઘણો નિરાશ થયો, અને સલાહ કરવા માંગી પણ હેરિસે ઘણીજ **શ્રીરંગપટણની લડાઇ ૧૭૯૯.** સખત સરતો તેની આગળ મુકી, તેથી તે ચિડાઈ ગયો, અને લડાઇ ચાલુ કરી. જેનરલ બેર્ડ, જેને ચાર વરસ સુધી ટીપુએ શ્રીરંગપટણમાં બંદીખાને રાખ્યો હતો, તે લશ્કર લઈ શેહેરમાં ઘુસી ગયો અને થોડા વખતમાં તે શેહેર જીતી લીધું. **ટીપુ મરણ પામ્યો ૧૭૯૯.** ટીપુ બીહાદુરીથી પોતાનાં શેહેરનો બચાવ કરતાં પડયો ૧૭૯૯. એની લાસ ઘણા દમામથી લાલબાગ જે હૈદરે બંધાવ્યો હતો, ત્યાં દાટવામાં આવી.

**મ્હૈસૂરનાં રાજના ત્રણ ભાગ.** મ્હૈસૂર અંગ્રેજો જીત્યા ખરા, પણ તેઓ તે સઘળી જગ્યાના ધણી થયા નહીં. મ્હૈસૂરનો થોડો ભાગ તેમના મદદગાર નિઝામને આપ્યો, થોડો પોતે રાખ્યો, અને થોડોક જે હિંદુ રાજા કનેથી હૈદરે રાજ લઇ લીધું હતું તેના વારસ **કૃષ્ણરાજ.** કૃષ્ણરાજને આપ્યો. કૃષ્ણરાજ માત્ર પાંચ વરસનો બાળક હતો, અને ઘણી ગરીબી હાલતમાં તે કોઈ ગામડાંમાં રેહેતો હતો. **પ્રધાન પૂર્નિયા.** કૃષ્ણરાજ નાહાની વયનો હોવાથી પૂર્નિયા જે હૈદરના વખતમાં પ્રધાન હતો તેણેજ લાંબો વખત સુધી પ્રધાન તરીકે આ રાજાનો રાજ કારોબાર સારી રીતે ચલાવ્યો.

**નિઝામ સાથે તહનામું ૧૮૦૦.** સિકંદ્રાબાદમાં જે અંગ્રેજી લશ્કર હતું તેનો પગાર નિઝામથી આપી શકાયો નહીં; તેથી તેણે મ્હૈસૂરનો મળેલો ભાગ અંગ્રેજોને પાછો આપી દેઇ પોતાનું દેવું પતાવ્યું.

**કર્ણાટક ખાલસા થયું ૧૮૦૧.** ઉમદત-અલ-ઓમરાવ ( મહમદઅલીના પુત્ર )ના મરણ પછી તેનો છોકરો અલીહુસેન ગાદીએ આવ્યો; પણ ટીપુ સાથનાં તેના બાપનાં કાવત્રાં અંગ્રેજ લોકોને માલમ પડવાથી તેઓએ તેની સાથે સખત સંધિ કરવા માંગી જે તેણે કબુલ કરી નહીં. આ ઉપરથી તેઓએ તેના પિત્રાઇ ભાઈ અજીમુદૌલાને નવાબ કબુલ કરી ખરચ બાદ કરતાં મેહેસૂલનો પાંચમો ભાગ આપવાની બોલીએ તેનો આખો મુલક લઈ લીધો.

---

# બાબ ૬ ઠ્ઠો.

## મરેઠા સાથે બીજી લડાઇ ૧૮૦૨–૧૮૦૯.

**દોલતરાવ સિંધિઆ અને જસવંતરાવ હોલ્કર.** આ વખતે ગ્વાલિયરનો સિંધિઆ દોલતરાવ અને ઇન્દોરનો હોલ્કર જસવંતરાવ બન્ને જણા શ્રેષ્ઠતા ભોગવવાને માંહોમાંહે લડતા હતા; એમાં હોલ્કર ફાવતો ન હતો, કારણ કે પેશ્વા સિંધિઆની તરફદારી કરતો હતો.

**પુનાની લડાઇ પેશ્વાને હોલ્કરે નસાડયો ૧૮૦૧.** ઇ. સ. ૧૮૦૧ માં હોલ્કર એક લશ્કર લઈ એકદમ પુના ઉપર ચઢી આવ્યો, અને ત્યાં આગળ પેશ્વાને હરાવ્યો. બાજીરાવ પેશ્વા નાહારી વસાઇ ગયો, અને ત્યાં પોતાની ગાદી પાછી મેળવવાને અંગ્રેજો સાથે ૧૮૦૨ માં સંધિ કરી.

**વસાઇની સંધિઃ**–૧.—પેશ્વાએ પુનામાં અંગ્રેજની છાવણી નાંખવા દેવી, અને તેના ખરચને માટે વરસ દહાડે ૨૬ લાખ રૂપિઆ આપવા.

**વસાઇની સંધિ ૧૮૦૨.** ૨.—એણે પોતાનાં રાજમાં અંગ્રેજો સાથે દુશ્મનાઈ રાખનાર કોઇપણ યુરોપીઅન પ્રજાને રહેવા દેવી નહીં.

૩.—સુરત અને તેની આસપાસની જગ્યા જે આ વખતે અંગ્રજોના હાથમાં હતી તેની ઉપર પેશ્વાએ કંઇપણ દાવો કરવો નહીં.

૪.—પેશ્વાએ અંગ્રેજોનો વિશ્વાસુ મિત્ર થઈ રહેવું.

**લડાઇનાં કારણઃ**–૧.—દોલતરાવ સિંધિઆ અને વરાડનો રઘુજી ભોંસલે વસાઇની સંધિની વિરૂધ થયા, અને તે તેઓએ કબુલ કરી નહીં, તેથી અંગ્રેજોને તેમની સાથે લડવું પડયું.

૨.—હોલ્કર જે પુનામાં હતો તેને બાહાર કાઢી પેશ્વાને ગાદીએ બેસાડવામાટે અંગ્રેજોએ લશ્કર મોકલ્યું.

જેનરલ વેલેસ્લિ અને સ્ટિવનસનની સરદારી નીચે બે મોટાં લશ્કર તૈયાર કર્યાં. હોલ્કર આ સાંભળી પુનાથી માળવા નાહાસી ગયો, અને ત્યાં લૂટફાટ કરવા લાગ્યો. આથી પેશ્વા પુનાની ગાદીએ બેઠો, પણ સિંધિઆ અને રઘુજી ભોંસલે અંગ્રેજો સામે લડવાને તૈયાર થયા.

આ વખતે મરેઠી રાજનો વિસ્તાર દિલ્હીથી તે કાવેરી નદી સુધી, અને મહાનદીનાં મૂખ આગળથી તે ખંભાતના અખાત સુધીનો હતો.

**એસેની લડાઇ ૧૮૦૩.** ઇ. સ. ૧૮૦૩—લડાઇની શરૂઆતમાં અંગ્રેજોએ અહમદનગર જીતી લીધું, અને સ્ટિવનસને જાલના હસ્તક કર્યું. આ પછી જેનરલ વેલેસ્લિએ મ્હૈસૂરમાંથી આવીને મરેઠાનાં

મોટાં લશ્કરને એસે* આગળ હરાવ્યું, જેથી દોલતરાવ અને રઘુજી નાહાસી ગયા.

ઈ. સ. ૧૮૦૩--કર્નલ સ્ટિવનસને ખાનદેશમાં અશીરગઢ અને બરાનપુર જીતી લીધાં. લોર્ડ લેકે કાનપુરમાંથી નિકળી †અલિગઢ છાપો મારી લઈ લીધું, અને ૨૮૧ તોપ કબજે કરી. એજ સરદારે પછી સિંધિ-

**અલિગઢની લડાઇ ૧૮૦૩.** **દિલ્હીની લડાઇ ૧૮૦૩.**

આનાં મોટાં લશ્કર સામે દિલ્હી આગળ એક મોટી જીત મેળવી; દિલ્હી તાબે કર્યું, અને શાહઆલમ બીજો જેને મરેઠાઓએ કેદ કર્યો હતો, તે અંગ્રેજોના હાથમાં આવ્યાથી તેઓએ તેને સારૂં પેન્શન આપ્યું. દિલ્હીની લડાઇમાં સિંધિઆની નોકરીમાં રહેલા કેટલાક ફ્રેન્ચ સરદારો પકડાયા. આગ્રા પણ આ લડાઇ પછી લેકે તુરત જીતી લીધું. આ શેહેરમાંથી પુશ્કળ ખજાનો મળ્યો જે સિપાઇઓમાં તેણે વેંહેંચી નાંખ્યો.

**લાસવારીની લડાઇ ૧૮૦૩.**

ત્રીજી વખતે લોર્ડ લેકે સિંધિઆનાં બીજાં લશ્કર સામે કુચ કરી. આ લશ્કરનું નામ **"દક્ષિણનું અજીત"** લશ્કર હતું. લાસવારી* આગળ બન્ને લશ્કરો સામ સામા થયાં, જેમાં સિંધિઆનાં અજીત લશ્કરનો પરાજય થયો.

**આરગામની લડાઇ ૧૮૦૩.** **ગાવિલગઢ જીતી લીધો ૧૮૦૩.** **દેવગામની સંધિ ૧૮૦૩.**

જેનરલ વેલેસ્લિએ એસે આગળ જીત મેળવ્યા પછી આરગામ આગળ સિંધિઆનાં લશ્કરનો પાછો પરાજય કર્યો, અને વરાડના રાજાનો ગાવિલગઢ† જીતી લીધો. રઘુજી ભોંસલે આ હારોથી લાચાર થયો, અને તેણે અંગ્રેજો સાથે દેવગામ આગળ સંધિ કરી ૧૮૦૩.

**દેવગામની સલાહની સરતો:—**

૧. રાજાએ કટક પ્રાંત, તેમજ વર્ધા નદીના પશ્ચિમ કાંઠાનો ભાગ, અને ગાવિલગઢ તથા તેની આસપાસની જગ્યા અંગ્રેજોને આપવી.

૨. નિઝામ અને પેશ્વા સાથે જે કંઇ વાંધો ઉઠે તેનો ચુકાદો અંગ્રેજો પાસે કરાવવો.

૩. અંગ્રેજો સાથે દુશ્મનાઇ રાખનાર કોઇપણ પારકી પ્રજાને પોતાનાં રાજમાં રાખવી નહીં.

---

* એસે—પૂર્ણાનદી ઉપર જાફરાબાદની પશ્ચિમે.

† અલિગઢ—આગ્રાની ઉત્તરે ૫૩ મૈલ પર.

* લાસવારી—આગ્રાની વાયવ્ય કોણમાં ૭૩ મૈલ પર.

† ગાવિલગઢ—એલિચપુરની વાયવ્ય દિશાએ આસરે ૧૫ મૈલ પર.

**સિરજીઅર્જુ— ગામની સંધિ ૧૮૦૩.** સિંધિઆએ પણ કંઈ બીજો ઉપાય ન મળવાથી અંગ્રેજો સાથે ૧૮૦૩ માં સંધિ કરી. એ સંધિને **સિરજીઅર્જુંગામ**ની સંધિ કહેછે.

**સિરજીઅર્જુંગામની સલાહની સરતો:—**

૧. ગંગા અને જમના નદી વચ્ચે આવેલો મૂલક, **જે**પુર, **જો**ધપુર અને **ગો**હદની ઉત્તરનો પ્રદેશ, તેમજ **અ**હમદનગર, **ભ**રૂચ અને **ગો**દાવરી આગળનો કેટલોક મૂલક અંગ્રેજોને આપવો.

૨. અંગ્રેજ સાથે દોસ્તી રાખનાર રાજાઓ (**નિ**ઝામ, **ગા**યકવાડ, અને **પે**શ્વા) ઉપર કંઈ પણ રીતનો દાવો કરવો નહીં.

**હોલ્કર સાથે લડાઇ.** જસવંતરાવ હોલ્કર જે લડાઇની શરૂઆતમાં **મા**ળવા નાહાસી જઇ ત્યાં લૂટ ચલાવતો હતો, તેને હરાવવાને હવે અંગ્રેજોએ તૈયારી કરી. **હો**લ્કર પાસે **સિંધિ**આ અને **વ**રાડના રાજાની ચાકરી છોડી ગએલા સિપાઈઓ મળીને ૭૫,૦૦૦ માણસનું કવાયત પામેલું લસ્કર અને ૧૯૨ તોપો હતી.

**કર્નલ મોન્સનની હાર ૧૮૦૪.** ૧૮૦૪—લડાઇની શરૂઆતમાં હોલ્કરે કેટલીક જીતો મેળવી. કર્નલ **મો**ન્સન **મુ**કંદ્રાની નાળમાં ઘેરાઈ ગયો અને તેને પોતાનો સઘળો સરસામાન મુકી દઇ નાહાસવું પડયું, જેથી તેનાં ઘણાં માણસો માર્યાં ગયાં. આ હાર **વ**રગામની સંધિ (૧૭૭૯), અથવા કર્નલ **બે**લીની હાર (૧૭૮૦) જેવી અંગ્રેજોનાં નામને હિણું લગાડનારી હતી.

હોલ્કરે આથી ફુલાઈ જઇ દિલ્હી ઉપર એકદમ હુમલો કર્યો, પણ કર્નલ **ઓ**કટર્લોની અને **બ**ર્ન્સે ઘણી બાહાદુરીથી તેનો બચાવ કર્યો, જેથી **હો**લ્કરને સાત દિવસમાં ત્યાંથી પાછું ફરવું પડયું.

**દીગ તથા ફરૂકાબાદની લડાઇ ૧૮૦૪.** ૧૮૦૪—જેનરલ **ફ્રે**ઝર અને કર્નલ **મો**ન્સને **દી**ગ* આગળ હોલ્કરનાં લશ્કરનો પરાજય કરી તેની ૮૭ તોપો લઇ લીધી, જેમાંની ૧૪ તોપો કર્નલ **મો**ન્સને **મુ**કંદ્રાની નાળમાં ખોઇ દીધેલી હતી તે હતી. **લૉર્ડ લે**કે **ફ**રૂકાબાદ† આગળ તેની બીજી ફોજને સખત હાર આપી **દી**ગગઢ જીતી લીધો, અને પછી ૧૮૦૫

**ભરતપુરના કિલ્લા પર હુમલો ૧૮૦૫.** માં **ભ**રતપુરના‡ કિલ્લા પર હુમલો કર્યો. દીગગઢ અને **ભ**રતપુરનો કિલ્લો ભરતપુરના **જા**તરાજાનો હતો; તેણે આ લડાઇઓમાં હોલ્કરને મદદ કરી હતી, તેથી અંગ્રે-

* દીગ—આગ્રાની વાયવ્યકોણે ૫૭ મૈલ પર.

† ફરૂકાબાદ—ગંગા નદીને પશ્ચિમ કાંઠે લખનૌથી ૯૦ મૈલ પર.

‡ ભરતપુર—આગ્રાની વાયવ્યકોણે ૩૦ મૈલ પર.

જોએ તેના કિલ્લાઓ ઉપર હુમલો કર્યો. **ભ**રતપુરનો કિલ્લો ઘણો મજબુત અને તેનો ઘેરાવો આસરે સાત કે આઠ મૈલનો છે. એને ફરતી દિવાલ ઘણી મજબુત હોવાથી દેશી લોકોનો એવો વિચાર હતો કે તે કોઈથી જીતી શકાય એવો નથી. લોર્ડ **લે**કે એ કિલ્લાપર ચાર વખત હુમલો કર્યો, પણ ભરતપુરના રાજાએ બાહાદુરીથી તેનો બચાવ કર્યો. આખરે **હો**લ્કર પોતાની સઘળી જગ્યા ખોઇ બેઠો તે જાણી એ રાજાએ અંગ્રેજો સાથે સંધિ કરી.

**ભરતપુરના રાજા સાથે સંધિ ૧૮૦૫.**

**સલાહની સરતો:**–૧૮૦૫. ૧.—**ભ**રતપુરના રાજાએ અંગ્રેજોને ૨૦ લાખ રૂપિઆ આપવા.

૨.—**હો**લ્કર સાથનો સઘળો સંબંધ તોડી નાંખવો.

૩.—**દી**ગ અંગ્રેજોને સ્વાધીન કરવું, અને જો રાજા અંગ્રેજોનો મિત્ર થઇ રહે તો તે તેઓએ તેને પાછું આપવું.

**હો**લ્કરના **ચં**દોર* અને **જા**લના,* તેમજ ઉજ્જન, ઇંદોર અને આખો **મા**ળવા પ્રાંત અંગ્રેજોએ જીતી લીધા, તેથી **હો**લ્કર ઘણો નિરાશ થયો, અને અંગ્રેજો સાથે સંધિ કરવા તૈયાર થયો; પણ જ્યારે **દો**લતરાવ **સિં**ધિઆ પાછો અંગ્રેજની સામે લડાઇ કરવા હોલ્કરનો મળતીઓ થયો (કારણ કે અંગ્રેજોએ જીતેલો **ગ્વા**લિયર તથા **ગો**હદ†ના રાજનો ભાગ એને પાછો આપ્યો નહીં) ત્યારે લડાઇ પાછી ચાલુ થઇ.

**સિંધિઆ લડાઇ કરવા પાછો તૈયાર થયો.**

૧૮૦૫ માં લોર્ડ **મો**ર્નિંગ્ટન (લોર્ડ વેલેસ્લિ) સ્વદેશ ગયો, જ્યાં એની સારી ચાકરીને માટે એને વીસ લાખ રૂપિઆનું ઈનામ મળ્યું, એની જગ્યાએ લોર્ડ **કો**ર્નવોલિસ બીજી વાર ગવર્નર જેનરલ થઇ આવ્યો. એને લડાઇ કરવાથી દૂર રહી હરકોઇ પ્રકારે સલાહસંપથી રાજ્ય ચલાવવાને માટે મોકલ્યો હતો. પણ બે માસમાં એ **બ**નારસ આગળ **ગા**જીપુરમાં મરણ પામ્યો ૧૮૦૫, તેથી બીજો ગવર્નર જેનરલ નિમાઇ આવે તેટલો વખત તેની જગ્યાએ **કૌ**ન્સિલના વડા મેમ્બર સર **જ્યોર્જ બાર્લો**એ રાજ્યાધિકાર ચલાવ્યો. એણે લોર્ડ **કો**ર્નવોલિસના વિચાર પ્રમાણેજ ચાલીને **સિં**ધિઆ તથા **હો**લ્કર સાથે સંધિ કરી જે એ બન્ને રાજાઓને ઘણી ફાયદામંદ હતી.

**લોર્ડ કોર્નવોલિસ ૧૮૦૫-૧૮૦૫.**

**જ્યોર્જ બાર્લો ૧૮૦૫-૧૮૦૭.**

---

* ચંદોર અને જાલના—ઔરંગાબાદની વાયવ્ય દિશાએ ૮૭ મૈલ પર.

† ગોહદ—ગ્વાલિયરની ઉત્તરે ૨૩ મૈલ પર.

**સિંધિઆ સાથે બીજીવાર સંધિ ૧૮૦૫.** ૧૮૦૫—**સિંધિઆ સાથે સલાહની સરતો:—**

૧.—૧૮૦૩ માં **સિરજીઅંજંગામ** આગળના કરેલા કોલકરાર **સિંધિ-આએ** બહાલ રાખવા.

૨.—**સિંધિઆને ગ્વાલિયર** અને **ગોહદના** રાજ્યનો ભાગ પાછો આપવો.

**જસવંતરાવ હોલ્કર પંજાબ** નાહાસી ગયો હતો, ત્યાં તેણે અંગ્રેજો સામે લડવાને શીખ લોકની મદદ માંગી. પણ જ્યારે તેની ધારણા પાર પડી નહીં, ત્યારે આખરે તેણે પણ બિઆસ નદીને કાંઠે **રાયપુરઘાટ** આગળ સંધિ કરી.

**હોલ્કર સાથ સંધિ ૧૮૦૫.** ૧૮૦૫—**હોલ્કર સાથે સલાહની સરતો:—**

૧.—**હોલ્કરે ચંબલ** નદીની ઉત્તર તરફની જગ્યા પર કંઈ પણ દાવો કરવો નહીં.

૨.—હોલ્કરે કોઇ બીજી યુરોપીઅન પ્રજાને પોતાનાં રાજ્યમાં રાખવી નહીં.

૩.—હોલ્કરના સઘળા જીતેલા મુલકો એને પાછા સ્વાધીન કરવા.

સર **જ્યોર્જ બાર્લોની** આવી રાજ્યનીતિથી દેશીઓમાં અંગ્રેજો વિષે સારો વિચાર રહ્યો નહીં; અને **જેપુર, બુંદી*** અને બીજા રજપૂત, રાજાઓ જેઓએ અંગ્રેજોના મિત્ર થઇ લડાઇની વખતે સારી મદદ કરી હતી તેમની ઉપર જ્યારે **સિંધિઆ** અને **હોલ્કરે** ચઢાઇ કરીને ઘણો જુલમ ગુજાર્યો, ત્યારે અંગ્રેજો તેમને બચાવવાને વચ્ચે પડ્યા નહીં. આથી દેશી રાજાઓનાં મન ઘણાં ખાટાં થયાં.

**વેલોરમાં બંડ ૧૮૦૬.** ૧૮૦૬—સર **જ્યોર્જ બાર્લોની** કારકીર્દિમાં દેશી સિપાઇઓએ †**વેલો-રમાં** બંડ કર્યું. આ બંડનું કારણ એ હતું કે તેમને ચોકસ ઘાટની પાઘડી ઘાલવાનો તેમજ દાઢી મુછ એકસરખાં રાખવાનો તથા કપાળ પર ટીલું નહીં કરવાનો હુકમ થયો હતો, જે તેમને પસંદ પડયો નહીં. બંડનું ખરૂં કારણ તો એવું ધારવામાં આવે છે કે **ટીપુના** બે છોકરા જેમને **વેલોરમાં** નજરકેદ રાખ્યા હતા, તેઓએ સિપા-ઇઓને ઉસ્કેર્યા. દેશી સિપાઇઓએ પોતાની છાવણીમાંથી બાહાર નિકળી ૧૧૩ યુરોપીઅનોને કાપી નાંખ્યા. કર્નલ **ગિલેસ્પિ** જે ૧૬ મૈલ દૂર **આર્કટમાં** હતો તેણે તુરત આવી એ બંડ બેસાડી દીધું; અને જ્યારે પાછો સ-

---

* બુંદી—માળવાની ઉત્તરે.

† વેલોર—મદ્રાસ ઇલાકામાં આર્કટ પાસે.

ધણો બંદોબસ્ત થયો ત્યારે ટીપુના છોકરાઓને કલકત્તે મોકલાવ્યા. ૧૮૦૭ માં લોર્ડ મિન્ટો ગવર્નર જેનરલ થઇ આવ્યો, ત્યારે સર જ્યોર્જ બાર્લોને મદ્રાસનો ગવર્નર નિમ્યો, જ્યાં તેણે ૭ વરસ અમલ ચલાવ્યો. અહિંયાં પણ એના "ટેન્ટ કોન્ટ્રેક્ટ" એટલે લશ્કરના સરદારોને તેમના સિપાઇઓને માટે તંબુ પૂરા પાડવા બદલ પૈસા મળતા તે ધારો રદ કર્યો તેથી લશ્કરમાં બંડ ઉઠયું, જે જલદીથી સમી ગયું; પણ સેનાધિપતિ મેકડોવલ રાજીનામું આપી વિલાયત ગયો.

**લોર્ડ મિન્ટો ૧૮૦૭–૧૮૧૩.**
**મદ્રાસમાં બંડ. ૧૮૦૭.**

## બાબ ૭ મો.

## નેપાલ સાથે લડાઇ ૧૮૧૪–૧૮૧૬.

**મોઇરાનો અર્લ ૧૮૧૪–૧૮૨૩.**

લોર્ડ મિન્ટો પછી મોઇરાનો અર્લ જે પાછળથી માર્કિવસ ઓફ્ હેસ્ટિંગ્સ થયો, તે ગવર્નર જેનરલ નિમાયો. એના વખતમાં નેપાલ સાથે લડાઇ સળગી. નેપાલના રહેવાસી ગુર્ખા લોકો ઇ. સ. ૧૭૬૭ માં નેપાલના ધણી થયા તે વખતે તેમનો સરદાર પૃથુનારાયણ હતો. આ સરદાર સૂર્યવંશનો રાજા જે ત્યાં રાજ્ય કરતો હતો તેને હરાવી પોતે ગાદીએ બેઠો હતો. પૃથુનારાયણનો વંશજ વિક્રમશાહ ૧૮૦૫ માં નાહાની વયે ગાદીએ બેઠો તેથી રાજ્યકારભાર ભીમસિંહ નામનો સરદાર ચલાવતો હતો.

**લડાઇનાં કારણ:—**

૧.—ગુરખા લોકે અંગ્રેજોના મુલક પર ચઢી આવી લૂટ ચલાવી.

૨.—અંગ્રેજો સાથે મિત્રાચારી રાખનાર ભોટવાળ*ના જમીનદારને કેદ કરી તેની જગ્યા તેઓએ લઇ લીધી.

૩.—૧૮ અંગ્રેજ અમલદારોને ભોટવાળમાં મારી નાંખ્યા.

અંગ્રેજોએ લશ્કરની ચાર ટુકડીઓ ગિલેસ્પિ, ઉડ, માર્લે, અને ઓકટર્લોનીની સરદારી નીચે જુદે જુદે રસ્તેથી નેપાલમાં મોકલી; પણ ઉંચા ડુંગરા, ખરાબ હવા, તેમજ ગુર્ખા લોકની બાહાદુરીને લીધે અંગ્રેજોને પેહેલાં કાંઇ મોટો જય મળ્યો નહીં. વેલોરનું બંડ બેસાડી નાખનાર

* ભોટવાળ—અયોધ્યામાં.

**ગિલેસ્પી, ઉડ, માર્લે અને ઓકટર્લોની સરદારો. મલૂનની લડાઇ ૧૮૧૫.**

કર્નલ ગિલેસ્પિ કલંગા ઉપર હુમલો કરતાં માર્યો ગયો; જેનરલ માર્લેએ જૈટક ઉપર હુમલો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહીં. જેનરલ ઉડ પૂર્વ તરફથી ગયો હતો, તે પણ હારી ગયો, અને તેનાં ઘણાં માણસો માર્યાં ગયાં. માત્ર કર્નલ ઓકટર્લોનીએ ઘણીજ મુશ્કેલીથી ૧૮૧૫ માં મલૂન જીતી લીધું.

**અમીરસિંહ. રામગઢ અને અલ્મોરાના કિલ્લા જીતી લીધા.**

**મકવાનપુરની લડાઇ ૧૮૧૬.**

**સિગાઉલીની સંધિ ૧૮૧૬.**

બીજી સ્વારી કર્નલ ઓકટર્લોનીનીજ સરદારી નીચે નેપાલમાં કરવામાં આવી. ગુર્ખા સરદાર અમીરસિંહ તેની સામો લડવા આવ્યો; પણ આખરે તે હારી ગયો; અને રામગઢ અને અલ્મોરાના કિલ્લા અંગ્રેજોના હાથમાં આવ્યા. નેપાલના રાજાએ હવે સલાહ કરવા માંગી, પણ અંગ્રેજોની સરત ઘણી કઠણ હોવાથી રાજાએ તે કબુલ કરી નહીં, અને ૧૮૧૬ માં લડાઇ પાછી ચાલુ થઇ. કર્નલ (હાલ સર દેવિડ) ઓકટર્લોની ગુર્ખા લોકો સામે મકવાનપુર આગળ લડયો, અને તેમના સરદાર સમશેર રાણાને બે વાર હરાવી રણજોરસિંહ સરદાર પાસેથી હરિહરપુરનો કિલ્લો જીતી લીધો. આથી રાજાએ આખરે અંગ્રેજો સાથે સિગાઉલી આગળ સંધિ કરી ૧૮૧૬.

**સિગાઉલીની સલાહની સરતો:—**

૧.—અગ્નિ કોણમાં સિક્કિમ જે રાજા રોકી બેઠો હતો, ત્યાંથી તેણે નિકળી જવું.

૨.—નૈરૂત્યકોણ તરફની કેટલીક જગ્યા રાજાએ અંગ્રેજોને આપવી.

આ બીજી સરતથી અંગ્રેજોને સિમલા, મસુરી, અને નૈનિતાલ નામની શીતળ ટેકરીઓ મળી.

---

## બાબ ૮ મો.

## પિંઢારા સાથે લડાઇ ૧૮૧૬–૧૮૧૭.

**લડાઇનું કારણ:**—પિંઢારા લોક અંગ્રેજ સરકાર તથા તેમના મિત્રોનાં રાજ્ય પર ચઢી આવ્યા અને ત્યાં તેઓએ ઘણી ક્રૂરતા વાપરી.

આ લોક મૂળ મરેઠા લશ્કરના સિપાઈઓ હતા. હોલ્કર અને સિંધિઆને અંગ્રેજો સાથ સંધિ થવાથી આ ભાડુતી સિપાઇઓ લૂટારાનો ધંધો કરવા લાગ્યા જે ઉપરથી તેઓ પિંઢારા કહેવાતા. તેઓ કાંઈ એક નાત જાતના ન હોતા. તેમનામાં હલકી વરણના હિંદુ તેમજ મુસલમાનો હતા. આ પિંઢારાઓનું રહેઠાણ માળવામાં હતું અને તેમના સરદારો અમીરખાં, ચિતુ, (છટ્ટુ), અને કરીમ હતા. ૧૮૧૬ માં આ લૂટારાઓને મેજર લેસિંગ્ટન અને મેકડોવલનાં લશ્કરોએ ઘણી હાનિ કરી તેમને વિ- **પિંઢારા લોક.** ખેરી નાંખ્યા હતા—પણ તેઓ શાંત થયા નહીં હતા. આથી લોર્ડ હેસ્ટિંગ્સે ૧૮૧૭ માં તેમનો નાશ કરવાને એક ઘણું મોટું લશ્કર સર ટોમસ હિસ્લોપની સરદારી નીચે મોકલ્યું. આ જોઈ અમીરખાંએ તુરત અંગ્રેજોની પક્ષમાં જઈ પોતાનાં લશ્કરનાં માણસોને ચાકરી પરથી **અમીરખાં.** કાઢી મેલી પોતાનું લશ્કર તોડી નાંખ્યું, જેના બદલામાં અંગ્રેજોએ તેને કંઈક જગ્યા આપી. ચિતુ અને કરીમ હવે બધી તર- **કરીમ.** ફથી ઘેરાઈ ગયા, અને તેમનાં લશ્કરોનો નાશ થયો. કરીમ અંગ્રેજોને શરણે આવી શાંત સ્વભાવનો જાગીરદાર થઇ બેઠો, અને **ચિતુ.** ચિતુ જંગલોમાં નાહારી ગયો, જ્યાં તેને વાઘે મારી નાંખ્યો.

---

## બાબ ૯ મો.

## મરેઠા સાથે ત્રીજી લડાઇ ૧૮૧૭–૧૮૧૮.

**લડાઇનું કારણ:**—જ્યારે પેશ્વા અંગ્રેજોથી છુટો થવાને હોલ્કર, સિં-ધિઆ, અને ભોંસલે જોડે છાની મસલત કરતો જણાયો, ત્યારે અંગ્રેજોએ તેની સાથે સખત સરતો પર સંધિ કરવા માંગી, જેથી પેશ્વા ચિડાઇ ગયો.

ઇ. સ. ૧૮૧૭ માં બાજીરાવ પેશ્વાની દરબારમાં મોન્સ્ટુઅર્ટ એલ્ફિ-ન્સ્ટન રેસિડંટ નિમાયો હતો. બાજીરાવ અંગ્રેજોથી છુટો થવાને હોલ્કર, સિંધિઆ, અને ભોંસલે જોડે જે છાની મસલત કરતો હતો તેની, અને ૧૮૦૨ માં વસાઇ આગળ થયલા કોલકરારો તોડી નાંખવાને લડાઈની તૈયારી કરતો હતો તેની આ રેસિડંટને ખબર હતી. આ ઉપરથી ૧૮૧૭ માં એક નવો કોલકરાર પેશ્વા સાથે થયો જેથી (૧) ગાયકવાડ સ્વતંત્ર **પેશ્વા સાથના** થયો. (૨) પુનામાં વધુ લશ્કર રાખવાના ખરચને પેટે **નવા કરાર** અંગ્રેજોએ માળવા, ગુજરાત અને અહમદનગર લીધાં. **૧૮૧૭.** (૩) રેસિડંટની પરવાનગી શિવાય બીજા રાજાઓ જોડે

વેહેવાર રાખવો નહીં અને (૪) પેશ્વાએ પોતાના પ્રધાન ત્રિંબકજી ડેંગ્લેને રેસિડંટના સ્વાધીનમાં આપવો, એવા ઠરાવ થયા. આ સખત સરતોથી પેશ્વા ઘણો ચિડાઇ ગયો અને પિંઢારા સામે અંગ્રેજને મદદ આપવાને બાહાને એક મોટું લશ્કર ભેગું કરી રાખ્યું.

પેશ્વાનો પ્રધાન ત્રિંબકજી ડેંગ્લે કોઇ હલકી વરણનો પુરૂષ હતો, અને તે અંગ્રેજો સામે દ્વેષ રાખતો હતો. જ્યારે ૧૮૧૩ માં ગાયકવાડને પેશ્વા સાથે માગતાં લેણાંનો કજીયો થયો ત્યારે તેનો નિવેડો લાવવાને ગાયકવાડે પોતાના પ્રધાન **ગંગાધર શાસ્ત્રી**ને **પુને** મોકલ્યો; પણ આજ પ્રધાને તેને **પંઢરપુર**માં મારી નંખાવ્યો.

**ખડકીની લડાઇ ૧૮૧૭.**

૧૮૧૭—પેશ્વા તરફથી લડાઈની તૈયારી થતી જોઇને અંગ્રેજ રેસિડંટ **પુના** છોડી **ખડકી*** ગયો. આથી પેશ્વાએ **ખડકી** ઉપર હુમલો કર્યો. પેશ્વાનું લશ્કર ૨૬,૦૦૦ માણસનું હતું, અને અંગ્રેજનું મેજર **ફ્રોર્ડ**ની સરદારી નીચે ૨,૮૦૦ માણસનું હતું. લડતાં પેશ્વા હારી ગયો, અને **પુના** અંગ્રેજોના હાથમાં આવ્યું. પેશ્વા પેહેલાં **સતારે**, અને પછી **પંઢરપુર** નાહાસી ગયો.

**કોરેગામની લડાઇ ૧૮૧૮.**

૧૮૧૮ માં પેશ્વાએ એક બીજું લશ્કર ભેગું કર્યું, અને અંગ્રેજ સરદાર **સ્ટૅાન્ટન**નાં લશ્કર પર **કોરેગામ**† આગળ હુમલો કર્યો, પણ તેમાં તેની પૂર્ણ હાર થઈ, તેથી તે કર્ણાટક ને પછી **શોલાપુર** નાહાસી ગયો.

**અંગ્રેજોએ સતારા જીત્યું ૧૮૧૮.**

અંગ્રેજોએ ૧૮૧૮ માં **સતારા** જીતી લીધું; અને એક ઢંઢેરો પીટાવી **બાજીરાવ** અને તેના વારસોનો હક છીનવી લીધો, અને **સતારા**ના રાજા **શાહુ**ના છોકરા **પ્રતાપસિંહ**ને તેનાં રાજનો થોડો ભાગ આપ્યો.

**આશટેની લડાઇ ૧૮૧૮.**
**પેશ્વા મરણ પામ્યો ૧૮૫૩.**

૧૮૧૮ માં પેશ્વાના સેનાધિપતિ **ગોખલે**એ **શોલાપુર** અને **પુરંધર**ની વચ્ચે **આશટે** ગામ આગળ અંગ્રેજો સામે છેલ્લી લડાઈ કરી, જેમાં ગોખલે અને તેનાં ઘણાં માણસો માર્યાં ગયાં. આથી **બાજીરાવ** હવે લાચાર થઇ સર **જોન માલ્કમ**ને શરણ થયો, જેણે એને **કાનપુર** પાસે **બિઠુર**માં રાખ્યો, અને વરસ દહાડે ૮ લાખ રૂપિઆનું પેન્શન આપતું કર્યું, જ્યાં તે ૧૮૫૩ ના જાનેવારી માસમાં મરણ પામ્યો. **બાજીરાવ**ના શરણ થવા પછી **સતારા**ના રાજા બીજા **શાહુ**ના છોકરા **પ્રતાપસિંહ**ને પેશ્વાની

---

* ખડકી—પુનાથી ૪ મૈલ પર.

† કોરેગામ—ભીમા નદી ઉપર પુનાથી ૧૭ મૈલ પર.

**સતારા ખાલસા થયું ૧૮૪૯.**

ગાદી આપી; તે પણ પોતાનું ભલું કરનાર અંગ્રેજો સામે કાવત્રાં કરવા લાગ્યો, તેથી તેને પદભ્રષ્ટ કરી તેના ભાઈ **શાહજી**ને નામનો પેશ્વા કરી બેસાડયો, અને એનાં મરણ પછી ૧૮૪૯ માં **સતારા** ખાલસા કર્યું.

પેશ્વાનો પ્રધાન ત્રિંબકજી ડેંગ્લે જેને **થાણા**ના કિલ્લામાં અંગ્રેજોએ બંદીવાન કર્યો હતો અને જે ત્યાંથી નાહાસી ગયો હતો તે પણ પાછો અંગ્રેજોના હાથમાં સપડાયો; તેને **ગંગા** નદી ઉપરના **ચુનારગઢ**માં કેદ કર્યો, જ્યાં તે મરણ પામ્યો.

**નાના સાહેબ.**

બાજીરાવને કંઇ સંતાન ન હોવાથી તેણે **નાના**સાહેબને દત્તક લીધો, પણ અંગ્રેજોએ તેને કબુલ રાખ્યો નહીં. એજ ક્રુર અને પાપી માણસે ઇ. સ. ૧૮૫૭ ના બળવાની વખતે **કાન**પુરમાં ત્રાસદાયક કામો કર્યાં હતાં. આ પ્રમાણે **બાલાજી વિશ્વ**નાથના વંશનો છેડો આવ્યો.

**સિતાબલ્દીની લડાઇ ૧૮૧૭.**

**નાગપુરની લડાઇ ૧૮૧૭.**

**જબલપુરની લડાઇ ૧૮૧૭.**

**નાગપુરનો રાજ્ય કારભારઃ**—નાગપુરનો રાજા **પર**સાજી ઘેલો અને નાહાની વયનો હોવાથી એનો પિત્રાઇ ભાઇ **આ**પાસાહેબ રાજપ્રતિનિધિ થયો હતો. એણે એ બાળકનું કાસળ કાઢી પોતે રાજપાટનો માલિક થયો ૧૮૧૭, અને અંગ્રેજો સામે કાવત્રાં કરવા લાગ્યો. થોડા વખતમાં એણે **નાગ**પુરની પશ્ચિમે **સિતા**બલ્દીની ટેકરી આગળ અંગ્રેજી લશ્કર પર હુમલો કર્યો ૧૮૧૭, પણ કર્નલ **સ્કોટ** અને **ફિ**ટ્ઝરલ્ડે તેનો પરાજ્ય કર્યો, અને જેનરલ ડવટનનું લશ્કર આવી પોહોંચતાંજ તેને પાછો **નાગ**પુર આગળ હરાવ્યો; જ્યારે જેનરલ **હા**ર્ડિમેને તેને ત્રીજી વખત **જ**બલપુર આગળ હરાવ્યો ત્યારે તે અંગ્રેજોને શરણ થયો, જેઓએ એની સાથે સરતો કરી એને ગાદી પાછી આપી ૧૮૧૭. ગાદીએ બેસતાંજ **આ**પાસાહેબ અંગ્રેજો સામે પાછાં કાવત્રાં કરવા લાગ્યો. આથી ત્યાંના રેસિડંટ મિ૦ **જે**ન્કિન્સે તેને પકડી **અ**લાહબાદ મોકલ્યો, પણ માર્ગમાં તે નાહાસી ગયો, અને **અ**શીરગઢમાં ચિતુ પિંઢારા સાથે મળી ગયો. જ્યારે **અ**શીરગઢ અંગ્રેજોએ જીતી લીધું, ત્યારે તે ત્યાંથી શીખ રાજાને આશ્રય જઇ રહ્યો, અને વળી ત્યાંથી **જો**ધપુર નાઠો, જ્યાં તે ૧૮૪૦ માં મરણ પામ્યો. અંગ્રેજોએ **ર**ઘુજી **ભોં**સલેના પૌત્રને **નાગ**પુરની ગાદીએ બેસાડયો, અને ૧૮૫૩ માં તે અપુત્ર મરણ પામવાથી **નાગ**પુર પણ અંગ્રેજી રાજ્ય સાથ જોડી નાંખ્યું.

**આપા સાહેબ મરણ પામ્યો ૧૮૪૦.**

**નાગપુર ખાલસા થયું ૧૮૫૩.**

**હોલ્કરના સરદારોનું બંડ ૧૮૧૭**—જસવંતરાવ **હો**લ્કર ઈ. સ.

૧૮૧૧ માં ગાંડો થઇ મરણ પામ્યો, અને એનું રાજ્ય ઘણી માઠી હાલતમાં આવી પડ્યું. એનો છોકરો **મલ્હારરાવ હોલ્કર** નાહાની વયનો હોવાથી તેની **તુલસીબાઈ.** મા **તુલસીબાઇ** રાજકારભાર ચલાવતી હતી. પણ તેણી તે કામ ચલાવવાને લાયક ન હોવાથી તેણીનું લશ્કર ફિતુરી થયું, અને અંગ્રેજો સામે લડવા તત્પર થયું. તુલસીબાઈએ તેમની સાથે અંગ્રેજો સામે લડવાને સામિલ થવાની આનાકાની કરી, ત્યારે તેણીના સરદારોએ તેણીને મારી **માહિદપુરની** નાંખી, અને **ચંબલ** નદીની શાખા **સિપરા** આગળ **મા-** **લડાઇ ૧૮૧૭.** હિદપુરમાં લશ્કર ભેગું કર્યું. પણ અંગ્રેજ સરદાર **હિ-**સ્લોપ અને **માલ્કમે** તેમની સામે લડી તેમને હરાવી નાંખ્યા ૧૮૧૭, અને **મંડેસર*** આગળ નાહાના **મલ્હારરાવ** જોડે તહનામું કર્યું.

## ૧૮૧૮:—મંડેસરની સલાહની સરતો.

**મંડેસર આગળ તહનામું ૧૮૧૮.** ૧.—હોલ્કરે રજપૂત રાજાઓ પાસેથી ખંડણી લેવાનો દાવો કરવો નહીં.

૨.—હોલ્કરનાં રાજને અંગ્રેજનાં રક્ષણ નીચે રાખવું.

---

## બાબ ૧૦ મો.

## બ્રહ્મી લોક સાથે પેહેલી લડાઇ.

## ૧૮૨૩–૧૮૨૬.

**લોર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૩–૧૮૨૮.** **માર્ક્વિસ ઓફ્ હેસ્ટિંગ્સ** પછી લોર્ડ **આમ્હર્સ્ટ ૧૮૨૩** માં ગવર્નર જેનરલ નિમાયો. એને હિંદુસ્તાનમાં આવ્યા કેડે થોડા દિવસમાં **બ્રહ્મી** લોક સાથે લડાઈ કરવાની જરૂર પડી.

**એલોમ્પ્રા.** ઇ. સ. ૧૭૫૩ માં **એલોમ્પ્રા** નામે એક **સાહસિક** પુરૂષે એક મોટું લશ્કર લઇ **પેગુમાંથી** નિકળી **આવા સર** કર્યું હતું, અને **મણીપુર, આરાકાન,** તથા **આસામ** જીતી લઈ પોતાનાં રાજની હદ

---

* મંડેસર—માહિદપુરની ઉત્તરે રજપૂતાનામાં.

વધારી હતી. એલોમ્પ્રાની પછી થયલા અધિપતિઓએ રફતે રફતે આખો બ્રહ્મ દેશ જીત્યો, અને પછી બંગાળાના બ્રિટિશ સંસ્થાનોપર ધસ્યા.

**લડાઇનાં કારણ:**—૧.—બ્રહ્મી લોકે ૧૮૨૩ માં **શાહપુરીના*** બેટમાં અંગ્રેજી રૈયતના બચાવને માટે રાખેલા ૧૩ સિપાઇઓને મારી નાંખ્યા.

૨.—તેઓએ અંગ્રેજના મિત્ર **કાચારના†** રાજાના મૂલક પર સ્વારી કરી.

આવી અઘટિત ચાલ ચલાવવાથી દૂર રેહવાને **આવા**ની દરબારમાં લોર્ડ **આમ્હર્સ્ટે** લખાણ કર્યું. પણ તેનો જવાબ તેમણે તિરસ્કારથી વાળ્યો, ત્યારે આખરે ૧૮૨૪ માં લડાઇ પ્રગટ કરવી પડી.

**રંગુન જીતી લીધું ૧૮૨૪. કેમેન્ડિન જીત્યું ૧૮૨૪. માર્ટાબાન લીધું ૧૮૨૫. ડોનાબ્યુ, પ્રોમ અને આરાકાન જીતી લીધાં ૧૮૨૫.**

એન્ડેમેન ટાપુનાં કોર્નવેલિસ બંદરમાં મદ્રાસ અને બંગાળાનું લશ્કર ભેગું થયું, અને ત્યાંથી તે લશ્કર એકદમ રંગુન પર ચઢી ગયું. આ લશ્કરનો સરદાર સર **આર્ચિબોલ્ડ કેમ્પબેલ** હતો. આ સરદારે **રંગુન** જીતી લીધું, અને બ્રહ્મી લોકના કેટલાક મોરચા તોડી તેમને નસાડી મેલ્યા. આગળ વધીને અંગ્રેજોએ કેમેન્ડિન જીત્યું. આ પછી ચોમાસું બેસવાથી અને લશ્કરમાં મંદવાડ હોવાથી લશ્કર આગળ વધ્યું નહીં, પણ તે મટિ જતાંજ ૧૮૨૫ માં કર્નલ ગોડવિને **માર્ટાબાન** સર કર્યું, અને પછી તુરત અંગ્રેજી લશ્કર ડોનાબ્યુ પર ચઢી ગયું. અહિંયાં બ્રહ્મી લોકનો સરદાર **મહાબંદુલા** તેમની સામો લડવા આવ્યો પણ તે માર્યો ગયો. ડોનાબ્યુ લીધા પછી **પ્રોમ** પર ચઢાઈ કરી, અને પછી કર્નલ **મોરિસને આરાકાન** જીતી લીધું.

હવે બ્રહ્મી લોકના રાજાએ સંધિ કરવા માંગી, પણ સરતો કઠણ હોવાથી રાજાએ તે કબુલ કરી નહીં, અને લડાઈ પાછી ચાલુ કરી.

**પગામની લડાઈ ૧૮૨૬.**

અંગ્રેજી લશ્કર લડાઇ પ્રગટ થતાંજ **મેલૂનપર** હુમલો કરી **પગામ** શેહેર તરફ વધ્યું; અહિંયાં એક મોટી લડાઈ થઈ જેમાં સર **આર્ચિબોલ્ડ કેમ્પબેલે** ૨૦૦૦ માણુસ સહિત ૧૮,૦૦૦ બ્રહ્મી લોકનો પરાજય કર્યો. આ લડાઈમાં બ્રહ્મી સરદાર **મહાનેમિઓ** હતો. ૧૮૨૬ માં તેમની રાજધાની આવા ઉપર અંગ્રેજી લશ્કરે કુચ કરી. જ્યારે તે લશ્કર રાજધાનીથી માત્ર ૪૫ મેલ દૂર **યન્ડબુ** શેહેર આગળ આવ્યું, ત્યારે રાજા હિમ્મત હારી ગયો, અને અંગ્રેજો સાથે સલાહ કરી.

---

* શાહપુરી—આરાકાનની વાયવ્ય દિશાએ.

† કાચાર—આરાકાનની ઉત્તરે.

## યન્ડબુની સલાહની સરતો—૧૮૨૬.

**યન્ડબુની સલાહ ૧૮૨૬.** ૧.—રાજાએ **આસામ**, કાચાર અને જિન્ટિઆ ઉપરથી સમૂળગો હાથ ઉઠાવવો.

૨.—અંગ્રેજોને **આરાકાન**, **તે**નાસરિમ વગેરે કેટલાક પ્રાંતો આપવા.

૩.—લડાઈના ખરચ બદલ રાજાએ એક કરોડ રૂપિઆ આપવા.

**બરાખપુરમાં બંડ ૧૮૨૫.** આ લડાઇની વખતે ૪૭ મી દેશી પલટણે **બ**રાખપુરમાં બંડ કર્યું. એમને બ્રહ્મદેશમાં જવાનો હુકમ મળવાથી તેઓ ત્યાં જતાં બીધા, કારણ કે તેમની અગાઉ ગએલાં લશ્કરનાં ઘણાંક માણસો તાવ, ખરાબ હવા, અને પાણીની તંગીથી મરી ગયાં હતાં. જ્યારે હુકમ માનવાની તેમને ફરજ પાડી, ત્યારે તેઓએ બંડ કર્યું; પણ સેનાધિપતિ **પૅ**જેટે તેમના ઉપર તોપોનો મારો ચલાવી તેમને વિખેરી નાંખ્યા, અને તેમનામાંના કેટલાકને ફાંસી દીધી ૧૮૨૫.

---

## બાબ ૧૧ મો.

## ભરતપુરને ઘેરો ઘાલી જીતી લીધું.

## ૧૮૨૫–૧૮૨૬.

**બળદેવસિંહ.** **ભ**રતપુરનો રાજા ૧૮૨૩ માં અપુત્ર મરણ પામ્યો, તેથી તેનો ભાઇ **બ**ળદેવસિંહ ગાદીએ બેઠો; પણ એનો ભત્રિજો **દુર્જન-સાલ** ગાદી માટે દાવો કરવા લાગ્યો. અંગ્રેજોએ **બ**ળદેવસિંહનો હક વાજબી ગણ્યો, અને તેને ગાદીએ બેસવા દીધો. ઈ. સ. ૧૮૨૫ માં તેનાં મરણ પછી તેનો છોકરો **બ**ળવંતસિંહ ગાદીએ બેઠો; પણ **દુર્જન**સાલ તુરત તેને

**બળવંતસિંહ. દુર્જનસાલ.** કેદ કરી રાજ્યનો ધણી થઇ પડયો. આ ઉપરથી ગવર્નર જેનરલ લોર્ડ આમ્હર્સ્ટે થોડોકવાર આનાકાની કર્યા પછી **બ**ળવંતસિંહને પાછી ગાદી અપાવવાને એક લશ્કર આપી લોર્ડ **કો**મ્બાર્મિઅ-રને મોકલ્યો. આ સરદારે ૨૫ મી દિસેમ્બર ૧૮૨૫ ને દિને તે કિલ્લાપર ઘેરો ઘાલ્યો. કિલ્લો ઘણો મજબુત હોવાથી તોપના મારાની તેના પર કંઇ અસર થઈ નહી ત્યારે સુરંગ ફોડી તેનો કેટલોક ભાગ ઉરાડી દીધો, અને પછી અંદર દાખલ થઈ ૧૮૨૬ ના જાનેવારી માસમાં તે જીતી લીધો. ૧૮૦૫ માં લોર્ડ **લેક**ે જે કિલ્લાપર વ્યર્થ હલ્લો કર્યો હતો, અને જે દેશીઓ એવું

**ભરતપુરનો કિલ્લો જીત્યો ૧૮૨૬.** ધારતા હતા કે ન જીતાય એવોછે, તે આજ કિલ્લો હતો. દુર્જનસાલને ગાદીએથી ઉઠાડી બળવંતસિંહને પાછો ગાદીએ બેસાડ્યો, અને દેશમાં સલાહ શાંતી થઇ.

---

## બાબ ૧૨ મો.

## અફગાન લોક સાથે પેહેલી લડાઇ.

## ૧૮૩૮–૧૮૪૨.

**લડાઇનું કારણ:**–અફગાનિસ્તાનમાં **અહમદશાહ** અબદલીનો પૌત્ર **શાહસુજા** રાજ્ય કરતો હતો, તેને તેના ભાઇ **મહમદે** પોતાના વજીર **શાહસુજા.** ફતેહખાંની મદદથી પદભ્રષ્ટ કરી પોતે રાજ્યનો ધણી થયો ૧૮૩૧. થોડા વખતમાં આ રાજાએ ફતેહખાંને આંધળો કરી કાંઇ વાંક માટે મારી નાંખ્યો, તેથી **બરકઝાઈ** જાતના લોકે **મહમદને** મારી નાંખી તેમના સરદાર **દોસ્ત મહમદને** કાબુલની ગાદી આપી. ૧૮૩૪ માં **દોસ્તમહમદ.** શાહસુજાએ ગાદી પાછી મેળવવાને ફોકટ પ્રયત્ન કર્યા પછી હિંદુસ્તાનમાં આવી અંગ્રેજોનો તે મિત્ર થઇ **લુદિઆના***માં રહ્યો, જ્યાં અંગ્રેજોએ તેને ૪૦૦૦ રૂપિઆનો મહિનો બાંધી આપ્યો. આ વખતે રૂશિયન લોકો દોસ્ત મહમદ સાથે મળી જઇ અંગ્રેજો સામે કાવત્રાં કરતા હતા, તેથી ગવર્નર જેનરલ લોર્ડ **ઓકલેન્ડે** તે અમીર સાથે દોસ્તી કરવાને **લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬–૧૮૪૨.** **એલેકઝાન્ડર બર્ન્સને** મોકલ્યો, પણ તે નાઉમેદ થઇ પાછો ફર્યો. કાબુલના અમીરની આવી વર્તણુક જોઈ લોર્ડ **ઓકલેન્ડે** પંજાબના મહારાજા **રણજીતસિંહ**, અને **શાહસુજા** જોડે ૧૮૩૮ માં સંધિ કરી, અને **શાહસુજાને** કાબુલની ગાદી પાછી અપાવવાને લડાઈ પ્રગટ કરી.

મુંબઇ, બંગાળા, અને મદ્રાસનાં લશ્કરોને કાબુલ જવાનો હુકમ થયો. એ ત્રણે લશ્કરની સરદારી સર **જોન કીનને** આપી. આ ત્રણ ટુકડીઓ- **સર જોન કીન.** માંની એકનો **શાહસુજા** અને એક બીજીનો **શાહસુજાનો** છોકરો **તૈમુર**, નામના સરદાર થયા.

આ ત્રણે લશ્કર કંદહારમાં ભેગાં થવાનાં હતાં. મુંબઇનાં લશ્કરને ત્યાં જતાં **સિંધના** અમીરો, જેઓ આ વખત સુધી સ્વતંત્રપણે રાજ્ય ચ-

---

* લુદિઆના—સતળજ નદી આગળ.

**કરાંચી જીત્યું ૧૮૩૯.** લાવતા હતા, તેઓએ હરકત કીધી. આથી આ ટુકડીએ તેમની સામે લડાઈ કરી તેમને હરાવ્યા અને કરાંચી જીતી લઈ કંદહારમાં ગએલાં લશ્કર સાથે મળી ગઇ ૧૮૩૯. એજ વરસમાં અંગ્રેજોનો મિત્ર અને મદદગાર પંજાબનો મહારાજા રણજીતસિંહ મરણ પામ્યો.

કંદહારમાંથી અંગ્રેજી લશ્કર કાબુલ તરફ ચાલ્યું. રસ્તામાં જતાં ગિઝની જીતી લીધું, અને ત્યાંથી મહામુસિબતે કાબુલમાં દાખલ થયું. **ગિઝની જીત્યું ૧૮૩૯.** દોસ્ત મહમદ લડ્યા વગર બોખારા તરફ નાહાસી ગયો તેથી શાહસુજાને પાછો તેની ગાદીપર બેસાડયો, અને મિ૦ મેકનોટનને શાહસુજાની દરબારમાં વકીલ નિમ્યો.

અંગ્રેજોએ લડાઇનો અંત આવ્યો એવું જાણીને શાહસુજાના બચાવને માટે જેનરલ નોટ અને કર્નલ સેલની સરદારી નીચેનું બંગાળાનું થોડુંક લશ્કર રાખી, બાકીનું સઘળું પાછું હિંદુસ્તાન ખાતે મોકલાવી દીધું.

અફ્ગાન લોકો બાકી રહેલાં લશ્કરને ઘણો ઉપદ્રવ કરવા લાગ્યા, અને વારંવાર તેમની જોડે નાહાની નાહાની લડાઇઓ થતી. દોસ્ત મહમદ એક લશ્કર લઈ શાહસુજા સામે લડવા આવ્યો, પરંતુ તેનો કર્નલ સેલે પરવાન **પરવાનની લડાઇ ૧૮૪૦.** આગળ ૧૮૪૦ માં પરાજય કર્યો, જેથી તે આખરે મિ૦ મેકનોટનને શરણ ગયો, જેણે તેને માન આપી પોતાની સાથે થોડોક વાર રાખીને પછી કલકત્તે મોકલાવ્યો, જ્યાં તેને એક સારૂં પેન્શન આપતું કર્યું.

**કાબુલમાં દંગો ૧૮૪૧.** લગભગ બે વરસ સુધી અફ્ગાનિસ્તાનમાં શાંતી રહી પણ અંગ્રેજી લશ્કરની ખરાબ વર્તણુક અને ખૈબર ઘાટ વેપાર માટે ખુલ્લો રાખવાને આપવા કહેલા પૈસા ઓછા કરવાથી ૧૮૪૧ માં કાબુલમાં એક દંગો થયો. આ દંગાનો ઉશ્કેરનાર દોસ્ત મહમદનો છોકરો અકબરખાં હતો. રોબર્ટ સેલને હિંદુસ્તાનમાં આવતાં વાટમાં બળવાખોરોથી બહુ નુકસાન ખમવું પડયું તેથી તે ઘણી મુસિબતે જલાલાબાદમાં દાખલ થઈ ત્યાંનો કિલ્લો સમરાવી પોતાનો બચાવ કરતો બેઠો. એટલામાં કાબુલમાં **બર્ન્સ અને મેકનોટનને મારી નાંખ્યા.** બળવાખોરોએ સર એલેકઝાન્ડર બર્ન્સ અને બીજા અમલદારોને કાપી નાંખ્યા. સર વિલ્યમ મેકનોટન અને તેના સાથીઓને અકબરખાંએ સલાહ કરવાને બાહાને દગાથી મારી નાંખ્યા, અને બીજાઓને જલાલાબાદ સહીસલામત લઇ જવાનું વચન આપી કેદ કર્યાં. જેઓ કેદી થયા હતા તેમાં સેલ, મેકનોટન અને કેટ-

**ડૉકટર બ્રાઇડન.** લોક અમલદારોની બૈરીઓ પણ હતી. બાકીનાં લગભગ
**શાહસુજાને** ૧૬,૦૦૦ માણસો નાસભાગમાં પડી હિંદુસ્તાન ખાતે આ-
**મારી.નાંખ્યો** વવા નિકળી પડ્યાં. રસ્તામાં આ ખુની અફગાનોથી તેમજ
**૧૮૪૨.** ઠંડીથી તેમને એટલું તો દુઃખ ખમવું પડયું, કે તેમનામાંથી
**ડૉકટર બ્રાઇડન** માત્ર સહી સલામત જલાલાબાદ જઇ પુગ્યો, અને ૧૨૦ કેદી શિવાય બાકીનાં સઘળાં મરણ પામ્યાં. **શાહસુજાને** બળવાખોરોએ ૧૮૪૨ માં મારી નાંખ્યો, અને તેનું મુડદું કોઇ ખાઇમાં નાંખી દીધું.

આ વખતે **સેલ** સરદાર **જલાલાબાદમાં, પોલક પેશાવરમાં,** અને **નોટ** કંદહારમાં પોતાનાં લશ્કર સહિત હતા. ઈ. સ. ૧૮૪૨ માં લોર્ડ
**લોર્ડ** **ઓકલેન્ડ** હિંદુસ્તાન છોડી ગયો, અને તેની જગ્યાએ
**એલેન્બરો** લોર્ડ **એલેન્બરો** ગવર્નર જેનરલ થઇ આવ્યો. તેણે
**૧૮૪૨-૧૮૪૪.** ગએલી આબરૂ પાછી મેળવવાને ચાંપતા ઉપાયો લીધા.

રોબર્ટસેલ **જલાલાબાદમાં** હતો તેને મારી કાઢવાને **અકબરખાં** પોતે એક લશ્કર લઈ ગયો; પણ આ બાહાદુર સરદારે પોતાનાં થોડાં માણસથી તેને હરાવી નસાડી મેલ્યો. રોબર્ટસેલને મદદ આપવાને જેનરલ **પોલકને** મોકલ્યો. આ સરદાર **ખૈબરઘાટને** રસ્તે જતાં દુશ્મનો રસ્તો રોકી બેઠા હતા તેમની સામે ઘણી ચાલાકીથી લડયો, અને તેમને પહાડની બન્ને બાજુપરથી વિખેરી નાંખી **જલાલાબાદમાં સેલનાં** લશ્કર સાથે મળી ગયો. **જલાલાબાદથી** આ બન્ને લશ્કર આગળ ચાલ્યાં; **અકબરખાં** તેમની સામે
**ટેઝીનઘાટની** એક મોટું લશ્કર લઈ પાછો લડવા આવ્યો, પણ **ટેઝી-**
**લડાઇ ૧૮૪૨.** નઘાટમાં તેનાં લશ્કરનો પરાજય થયો, અને **પોલક** તથા **સેલ** સરદારો વગર અટકાવે **કુડે કાબુલમાં** પેઠા (૧૮૪૨).

જેનરલ **નોટ** કંદહારમાંથી **કાબુલ** જવા નિકળ્યો. **ગિઝનીથી** આસરે
**નોનીની** ૨૦ મૈલ દૂર **નોની** આગળ જતાં **ગિઝનીનો** સૂઓ **સમ-**
**લડાઇ ૧૮૪૨.** સુદીનખાં પોતાનું ૧૨,૦૦૦ બાર હજાર માણસનું લશ્કર લઈ તેની સામે લડવા આવ્યો. એક ભારે લડાઇ થઇ, જેમાં **સમસુદીનખાં** તદન હારી ગયો ૧૮૪૨. જેનરલ **નોટ** હવે આગળ ધસ્યો, પણ **સમ-**
**નૈદાનની** સુદીનખાં પાછો એક મોટું લશ્કર લઇ **નૈદાન** આગળ
**લડાઇ ૧૮૪૨.** લડવા આવ્યો, અને **નોટે** પાછો તેનો પરાજય કર્યો. આ પછી જેનરલ **નોટ, પોલક** અને **સેલનાં** લશ્કર જોડે **કાબુલમાં** મળી ગયો.

**અકબરખાં** આવી હારો થવાથી ઘણો ગુસ્સામાં આવ્યો, અને અંગ્રેજી કેદીઓને તુર્કસ્તાનમાં **ખુલૂમ** ખાતે બંદીવાન કરવાનો, અથવા તેમને ગુલામો તરીકે ત્યાં વેચી નાંખવાનો હુકમ કર્યો. આ બંદીવાનો **સલીહ મહમદ**

નામના સરદારના હાથમાં હતા. આ સરદારને અંગ્રેજોએ લાંચ આપી તેમને છોડવ્યા, અને તેમની સલામતીને માટે કર્નલ રિચમન્ડ અને પાછળથી સેલ એક લશ્કર લઈ તેમને સામે મળવા ગયા, અને ખુશાલીના પોકાર સાથે તેમને કાબુલ લઈ આવ્યા.

**ઇસ્તલિફ લૂટ્યું ૧૮૪૨.**

અફગાનો હવે કાબુલની ઉત્તરે ઇસ્તલિફ શેહેરમાં નાહાસી ગયા; પણ પોલકે તેમને ત્યાંથી પણ મારી નસાડી મેલ્યા. આ જગ્યામાંથી ૧૮૪૧ માં અંગ્રેજોનો ચોરી લીધેલો લગભગ સઘળો સામાન તેને પાછો મળી આવ્યો.

શાહસુજાને બળવાખોરોએ મારી નાંખ્યો હતો, તેથી હવે અંગ્રેજોને કાબુલમાં લાંબો વખત રહેવાની જરૂર રહી નહીં, અને આબરૂ સહિત પાછા ફર્યા; પણ અફગાનોને તેમનાં પાપી કામને માટે શિક્ષા કરવાના વિચારથી ઔરંગજેબના વખતમાં પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી અલિમર્દાનખાંએ બાંધેલું મોટું બજાર તેઓએ બાળી નાંખ્યું. આ બજાર વેપારનું મોટું મથક હતું. તે ૬૦૦ ફીટ લાંબું હતું ને તેમાં ૨,૦૦૦ દુકાનો હતી. આજ બજારમાં મિ૦ મેકનોટનનાં મુડદાંને ખુલ્લું મુકી અંગ્રેજોનું અપમાન કર્યું હતું. સઘળું અંગ્રેજી લશ્કર હિંદુસ્તાનમાં આવ્યા પછી લોર્ડ એલેન્બરોએ દોસ્ત મહમદ અને બીજા કેદીઓને છોડી મેલ્યા, અને લડાઇનો અંત આણ્યો.

**દોસ્ત મહમદ મરણ પામ્યો ૧૮૬૩.**

દોસ્ત મહમદ પાછો અફગાનિસ્તાનની ગાદીએ બેઠો અને ૧૮૬૩ માં મરણ પામ્યો. એને ૧૬ છોકરા હતા. તેઓ ગાદી માટે માંહોમાંહે લડ્યા, અને આખરે શિરઅલી નામના છોકરાએ ૧૮૬૮ માં રાજગાદી મેળવી.

---

## બાબ ૧૩ મો.

## સિંધમાં લડાઈ ૧૮૪૨–૧૮૪૩.

**સિંધના ત્રણ ભાગ— ૧.–હૈદ્રાબાદ, ૨.–ખેરપુર, ૩.–મિરપુર.**

ઇ. સ. ૧૭૮૬ માં મિરફતેહખાં નામના એક બલુચિસ્તાનના સરદારે સિંધપર હુમલો કરી તે જીતી લીધું હતું, અને ત્યાંના રહેવાસીઓ ઉપર ભારે જુલમ ગુજાર્યો હતો. સિંધના ત્રણ ભાગ હતાઃ—૧-હૈદ્રાબાદ, ૨-ખેરપુર, ૩-મિરપુર; અને એ ત્રણે પર એકેકો અમલદાર જે અમીરને નામે ઓળખાતો તે રાજ ચલાવતો. આ અમીરો જોડે વેપાર ચલાવવાને અંગ્રેજ સરકારે આગળ ઘણી કોશેશ કરી હતી પણ તેઓ કાંઈ સમજ્યા નહીં હતા.

**લડાઇનાં કારણ:**-૧:—સિંધુ નદીપર વગર જકાતે અંગ્રેજોને વેપાર કરવા દેવાની, અને હૈદ્રાબાદમાં રેસિડન્ટ અને મદદ વાસ્તે લશ્કર રાખવાની જે સંધિ કબુલ કરવા તેમને ફરજ પાડી હતી, તે સંધિ અમીરો તોડી નાંખવા માંગતા હતા.

૨:—અફ્ગાનિસ્તાનની લડાઇ વખતે અંગ્રેજી લશ્કરને તેઓએ ઘણી હરકત કીધી હતી, અને તેઓ અંગ્રેજો સામે દ્વેષભાવ રાખતા જણાયા, તેથી ત્યાંના રેસિડન્ટ સર જેમ્સ ઑટ્રેમને વધારે સખત સંધિ કબુલ કરાવવાની જરૂર પડી. આથી તેમને ઘણો ગુસ્સો લાગ્યો.

૩:—સખત સંધિઓ પણ કબુલ કરીને તેઓએ રેસિડન્ટના મકાનપર એકદમ હલ્લો કર્યો. આથી લડાઈ જાગી.

અમીરોએ રેસિડન્ટના મકાનપર ઓચિંતો હુમલો કર્યો, ત્યારે ત્યાંના સિપાઇઓ તેમની સામે થોડીકવાર બાહાદુરીથી લડયા, પણ તેમની સંખ્યા ઘણીજ થોડી હોવાથી અંતે તેમને સિંધુ નદીપર એક અંગ્રેજી આગબોટમાં નાહાસી જવું પડયું.

**મિયાનીની લડાઇ ૧૮૪૩.**

અમીરોની આવી અઘટિત વર્તણુકને લીધે ગવર્નર જેનરલ લોર્ડ એ. લેન્બરોએ સર ચાર્લ્સ નેપિઅરને એક લશ્કર આપી સિંધપર મોકલ્યો. આ સરદારે ૧૮૪૩ માં મિયાની* આગળ તેમને હરાવ્યા. આથી ખેરપુર અને હૈદ્રાબાદના ૭ અમીરો તેને શરણ ગયા.

**હૈદ્રાબાદની લડાઇ ૧૮૪૩.**

મિરપુરનો અમીર શિરમહમદ તાબે થયો નહીં, તેથી એજ વરસમાં સર ચાર્લ્સ નેપિઅરે તેને હૈદ્રાબાદ આગળ હરાવ્યો, અને મિરપુર તથા અકબર પાદશાહની જન્મભૂમિ અમરકોટ જીતી લીધાં. આ બે લડાઈઓથી સિંધની લડાઇનો અંત આવ્યો.

**સિંધ ખાલસા થયું ૧૮૪૩.**

અમીરોએ ત્યાં પોતાની પ્રજા ઉપર બહુ જુલમ ગુજાર્યો હતો, માટે એ આખો પ્રાંત ખાલસા કર્યો, અને અમીરોને સારૂં પેન્શન આપી બનારસ મોકલ્યા.

---

## બાબ ૧૪ મો.

## ગ્વાલિયરમાં લડાઈ ૧૮૪૩.

**લડાઇનું કારણ:**—દોલતરાવ સિંધિઆ ૧૮૨૭ માં અપુત્ર મરણ

* મિયાની—હૈદ્રાબાદથી ૬ મૈલ દૂર.

પામ્યો. તેની વિધવા મહારાણી **બાઈજાબાઈએ** ૧૮૩૩ સુધી તેણીના **જંકોજી.** દત્તક **જંકોજીને** નામે રાજકારભાર ચલાવ્યો, જે વરસમાં જંકોજીએ પોતે ઉમરે પુગ્યાથી રાજ ચલાવવા માંડયું. **જંકોજી** પણ **ભગીરતરાવ.** ૧૮૪૩ માં અપુત્ર મરણ પામ્યો, તેથી તેની ગાદીએ તેના દત્તપુત્ર **ભગીરતરાવને** બેસાડયો. આ બાળ રાજાની વતી રાજકા- **મામાસાહેબ.** રભાર ચલાવવાને **મહારાણી** અને (જંકોજીના મામા) **મામાસાહેબ** વચ્ચે કજીઓ થયો. અંગ્રેજી રેસિડન્ટે **મામાસાહેબની** પક્ષ કરી, તેથી મહારાણી અને તેણીના મિત્રોએ આ રેસિડન્ટને પણ ગ્વાલિયરમાંથી કાઢી મેલ્યો.

લોર્ડ **એલેન્બરોને** આ સબબને લીધે લડાઇ કરવાની જરૂર પડી.

૧૮૪૩—સર **હ્યુ ગોફ્** અને લોર્ડ **એલેન્બરો** પોતે એક મોટું લ- **મહારાજપુરની** શ્કર લઈ ગ્વાલિયર ભણી ગયા. **મહારાજપુર*** આ- **લડાઇ ૧૮૪૩.** ગળ એક મોટી લડાઈ થઈ, તેમાં મરેઠી ફોજનો પરાજય થયો. એજ દિવસે જેનરલ **ગ્રે**, જેને એક લશ્કર આપી બીજે રસ્તેથી **પનિઆરની** ત્યાં મોકલ્યો હતો, તેણે પણ **પનિઆર†** આગળ બીજી **લડાઈ ૧૮૪૩.** મરેઠી ફોજને હરાવી. આ હારોથી **સિંધિઆની** તોપો, દારૂગોળો સર્વે અંગ્રેજોને હાથ આવ્યું; આથી મહારાણીએ તેમની જોડે સલાહ કરી.

**સલાહની સરતો:**—૧. મહારાજા ઉમરનો થાય ત્યાં સુધી રાજકારભાર એક પંચ નિમવામાં આવે તે ચલાવે.

૨. ગ્વાલિયરમાંનું અંગ્રેજી લશ્કર વધારવું, અને **સિંધિઆએ** રેસિડન્ટના કહ્યાપ્રમાણે ચાલવું.

૩. અંગ્રેજોનું દેવું **સિંધિઆએ** જલદી ભરી દેવું.

---

## બાબ ૧૫ મો.

## પંજાબમાં પેહેલી લડાઈ ૧૮૪૫–૧૮૪૭.

**શીખ લોકો:**—જેમ **મરેઠા** લોકો વિશે **અલાઉદ્દીન ખુનીએ** તેમના

---

* મહારાજપુર—ગ્વાલિયરની ઉત્તરે.

† પનિઆર—ગ્વાલિયરની દક્ષિણે.

દેશ પર ચઢાઈ કરી ત્યારથી આપણે જાણવા લાગ્યા, તેમજ **શીખ** લોકો
**નાનક જન્મ્યો** બાબરના વખતથી જાણમાં આવ્યા. એમનાં ધર્મનો
**૧૪૬૯.** સ્થાપનાર **નાનક** ઈ. સ. ૧૪૬૯ માં **લાહોરમાં** જ-
ન્મ્યો હતો. એ એક સુધારો કરનાર હિંદુ ભક્ત હતો. હિંદુ તથા મુસ-
લમાનોને એક કરવાના વિચારથી એણે એ બન્નેનાં શાસ્ત્રોમાંથી સાર કાઢી
આ ધર્મ સ્થાપ્યો હતો. એક ઇશ્વરને માનવો, જાતિભેદ કાઢી નાંખવો,
અને સારાં કામો કરવાં, એ એનો બોધ હતો. આ ધર્મમાં ઘણા લોકો
ભળ્યા, અને **બાબરનાં** રાજથી તે **શાહજહાંનાં** રાજ સુધીમાં તેઓ ઘણા
સલાહ સંપથી રહ્યા; પણ **ઔરંગજેબ**ના વખતથી તેઓ મુસલમાનોના વેરી
થયા, કારણ કે એ પાદશાહે તેમને ઘણું દુઃખ દીધું, અને તેમના મુખ્ય
સરદારને અપમાન કરી મારી નાંખ્યો. **નાનક** પછી તેના દશમાં ચેલા
**ગુરૂગોવિંદ.** ગુરૂગોવિંદે મુસલમાનો પર વેર લેવાના ઉપાયો લીધા,
પણ તેમાં તે ફાવ્યો નહીં, અને **ઔરંગજેબે** તેના છોકરાઓને પકડી
મારી નાંખ્યા. ગુરૂગોવિંદ આવાં મોટાં સંકટથી ગાંડો થઇ મરણ પામ્યો,
પણ તેના ચેલાઓ નિરાશ થયા નહીં. ઔરંગજેબના મરણ સુધી તેઓ
પહાડોમાં રહ્યા; અને પછી રફતે રફતે તેઓ **પંજાબના** ધણી થઇ પડ્યા.
**રણજીતસિંહ.** રણજીતસિંહ એમનાં રાજનો સ્થાપનાર હતો, અને તે
ઇ. સ. ૧૭૮૦ માં જન્મ્યો હતો. એના વખતમાં **પંજાબમાં** જે જુદાં જુદાં
૧૨ સ્વતંત્ર રાજ્યો હતાં તે બધાંને એક કરી એણે એક પ્રબળ રાજ કીધું.
રણજીતસિંહ પેહલાં **અહમદશાહ અબદલીના** પૈત્ર **ઝમાનશાહનો** નિમેલો
**લાહોરનો** હાકેમ હતો. એનું લશ્કર **ફ્રેન્ચ** તથા ઇટેલિયન અમલદારોથી
કવાયત પામ્યું હતું. ઈ. સ. ૧૮૩૯ માં **રણજીતસિંહનાં** મરણ પછી તેના
**કરકસિંહ** રાજમાં અવ્યવસ્થા થઈ. **રણજીતસિંહ** પછી તેનો
**૧૮૩૯.** મંદ બુદ્ધિનો કુંવર કરકસિંહ રાજા થયો. પણ કોઈએ
**નિહાલસિંહ** એને ઝેર દેવાથી એ ૧૮૪૦ માં મરણ પામ્યો. એની
**૧૮૪૦.** પછી એનો છોકરો **નિહાલસિંહ** ગાદીએ આવ્યો, પણ
**શેરસિંહ** તેજ દિવસે કંઈ અકસ્માતથી તે મરણ પામ્યો, તેથી
**૧૮૪૦–૪૩.** તેના કાકા **શેરસિંહે** ગાદી લીધી. ઇ. સ. ૧૮૪૩ માં
**ધ્યાનસિંહ** રણજીતસિંહના પ્રધાન **ધ્યાનસિંહે શેરસિંહ** તેમજ તેના
**૧૮૪૩–૪૫.** છોકરાને મારી નંખાવ્યા. આથી બે વરસ સુધી રા-
જમાં ભારે બખેડા થયા, અને ૧૮૪૫ માં **રણજીતસિંહની** માનિતી રાણી
**ચાંદકુંવરે** પોતાના છોકરા **દુલીપસિંહનાં** નામની દુવાઇ ફેરવી. રાજા ના-
**દુલીપસિંહ** હાની વયનો હોવાથી રાજકારભાર ચલાવવાને એક સભા
**૧૮૪૫.** ઠેરવી. આ સભા શીખ લશ્કરને પોતાના કબજામાં

રાખી શકી નહીં. સિપાઇઓ લડવાને આતુર થઈ રહ્યા, અને તેમણે અંગ્રેજી રાજપર હુમલો કરવાનો ઠરાવ કર્યો.

**હેન્રિ હાર્ડિંજ ૧૮૪૪–૧૮૪૮.** લોર્ડ **એલેન્બરો** પછી સર હેન્રિ હાર્ડિંજ ગવર્નર જેનરલ થઇ આવ્યો ૧૮૪૪. એ ઘણો અનુભવી લડવૈયો હતો, અને **સ્પેન** સાથની લડાઈમાં એનો એક હાથ કપાઈ ગયો હતો. એણે **શીખ** લોકનું જોર ઘણું વધેલું જોઇ **મીરત** અને **સતલજ** નદીની વચ્ચે ૩૨,૦૦૦ માણસનું લશ્કર ભેગું કર્યું.

**લડાઇનું કારણ:—શીખ** લોકે સતલજ નદી ઓળંગી એકાએક અંગ્રેજનાં થાણાં **ફિરોજપુર*** પર હુમલો કર્યો.

**મુદકીની લડાઇ ૧૮૪૫.** સર **હ્યુગોફ** લશ્કર લઈ તેમની સામો થયો. બન્ને લશ્કર **ફિરોજપુર**થી આશરે ૨૦ મૈલ દૂર **મુદકી** આગળ સામસામાં થયાં. અંગ્રેજી લશ્કર ૧૧,૦૦૦ માણસનું હતું, અને **શીખ** લોકનું **લાલસિંહ**ની સરદારી નીચે ૩૦,૦૦૦ નું હતું. આ લડાઇમાં શીખ લોકોનો પરાજય થયો, અને તેમની ૧૭ તોપો અંગ્રેજોના હાથમાં આવી ૧૮૪૫. જલાલાબાદનો વીર સર **રોબર્ટસેલ** જેણે અફ્ગાન લોક સાથની લડાઈમાં ઘણી બાહાદુરી બતાવી હતી તે આ લડાઈમાં માર્યો ગયો.

**ફિરોજ શેહેરની લડાઇ ૧૮૪૫.** બીજી મોટી લડાઈ **ફિરોજશેહેર†** આગળ ૧૮૪૫ માં થઇ. આ વખતે ગવર્નર જેનરલ પોતે **હ્યુગોફ**નાં લશ્કર સાથે ગયો અને ૫,૦૦૦ માણસની મદદ મળતાંજ **ગોફ** સરદારે **શીખ** લોક પર હુમલો કર્યો. લડાઇ આખી રાત ચાલી, અને **શીખ** લોકે અંગ્રેજી લશ્કરનાં ઘણાંક માણસો માર્યાં; પણ પ્રભાતે સર **હેન્રી હાર્ડિંજે** લશ્કર લઇ ડાબી બાજુએથી, અને સર **હ્યુગોફે** જમણી બાજુએથી દુશ્મનો પર હલ્લો કર્યો, અને તેમને હરાવ્યા. અંગ્રેજોની જીત થઇ ખરી, પણ લશ્કર થાકી જવાથી, અને દારૂગોળો ખૂટી જવાથી, ભાગી જતા દુશ્મનોની પૂઠે તેમનાથી જઇ શકાયું નહીં.

**બદ્દીવાલની લડાઇ ૧૮૪૬.** **શીખ** લોક હાર્યા છતાં નાઉમેદ થયા નહીં. એક મહિનાની અંદર તેઓ પાછા **સતલજ** નદી ઓળંગી અંગ્રેજો સામા લડવા આવ્યા ૧૮૪૬. આ વખતે એમનું લશ્કર ઘણું મોટું હતું. એમને આગળ વધતા અટકાવવાને સર **હેરિ સ્મિથ**ને મોકલ્યો. **લુદિઆના** તરફ જતાં **બદ્દીવાલ** આગળ **શીખ** સરદાર ગુલાબ-

---

* ફિરોજપુર—સતલજ નદી આગળ.

† ફિરોજ શેહેર—મુદકીથી ૧૦ મૈલ દૂર.

સિંહે એકાએક અંગ્રેજી લશ્કર પર હુમલો કર્યો, તેથી અંગ્રેજોને ઘણી હાનિ પોહોંચી. થોડા દિવસ પછી લશ્કર કુમકે આવી પોહોંચતાંજ અલિવાલ* આગળ શીખ લોક પર સર હેરિ સ્મિથે પાછો હુમલો કર્યો, અને તેમને હરાવ્યા. અંગ્રેજોએ તેમનો સર્વે સરસામન તેમજ ૫૬ તોપો જીતી લીધી.

**અલિવાલની લડાઇ ૧૮૪૬.**

હવે સર હ્યુગોફ અને હેરિ સ્મિથનાં લશ્કરો સાથે મળી જઇ સતલજ નદી ઓળંગી આગળ વધ્યાં. એમને આગળ વધતા અટકાવવાને શીખ લોકોનું લશ્કર સોબ્રોન† આગળ સામું થયું. એમનો સરદાર વૃદ્ધ શામસિંહ હતો. સર હ્યુગોફે તેમની ઉપર હુમલો કર્યો. શીખ લોકો મરણિયા થઈ ઘણા કલાક સુધી લડ્યા. બન્ને તરફનાં હજારો માણસો માર્યાં ગયાં. અંતે શામસિંહ બાહાદુરીથી લડતાં રણમાં પડ્યો, અને શીખ લોકો હિમ્મત હારી નાહાસવા લાગ્યા ૧૮૪૬. અંગ્રેજી લશ્કર આથી લાહોર તરફ ધસી ગયું, અને શીખ લોકને સલાહ કરવાને ફરજ પાડી.

**સોબ્રોનની લડાઇ ૧૮૪૬.**

**લાહોરની સલાહ ૧૮૪૬.**

**લાહોરની સલાહની સરતો:**—૧:—બિઆસ અને સતલજ નદીની વચ્ચેનો જલંધર દોઆબનો પ્રાંત અંગ્રેજોને આપવો.

૨.—લડાઇના ખરચ બદલ ૧ કરોડ ૫૦ લાખ રૂપિઆ આપવા.

૩.—લાહોરની ગાદીએ રણજીતસિંહનો બાળકુમાર રહે, પણ તે ઉમરે પુગે ત્યાં (૧૮૫૪) સુધી રાજનો સઘળો વહિવટ ત્યાં રાખેલા અંગ્રેજી રેસિડન્ટની આજ્ઞા પ્રમાણે ચાલે.

૪.—લાહોરમાં એક અંગ્રેજી લશ્કર રાખવું.

૫.—જમુનો રાજા ગુલાબસિંહ જે એક શ્રીમંત અને વગવાળો સરદાર હતો, તેની પાસેથી અંગ્રેજોએ પૈસાની અમુક રકમ લઈ તેને કાશ્મીર અને તેની આસપાસની જગ્યાનો રાજા કબુલ કરાવ્યો.

સર હેન્રી હાર્ડિંજ અને સર હ્યુગોફને તેમની બાહાદુરીને માટે ઉમરાવની પદ્દી મળી, અને જેનરલ સ્મિથને બેરોનેટનો ઇલકાબ મળ્યો. સર હેન્રી હાર્ડિંજ ૧૮૪૮ માં ઇંગ્લાંડ ગયો, અને તેની જગ્યાએ લોર્ડ ડેલહૌસી આવ્યો. ઈ. સ. ૧૮૪૬ માં કાશ્મીરમાં ચાંદકુંવર અને લાલસિંહની ઉસ્કેરણીથી ગુલાબસિંહ સામે લોકોએ બંડ ઉ-

**લોર્ડ ડેલહૌસી ૧૮૪૮–૧૮૫૬.**

---

* અલિવાલ—ફિરોજપુરની પૂર્વે.

† સોબ્રોન—ફિરોજપુરની ઉત્તરે સતલજ નદીના કિનારા પર.

હાગ્યું પણ તે તુરત સમી ગયું, અને એ બન્નેને લાહોરની બાહેર લઇ જવામાં આવ્યાં.

---

## બાબ ૧૬ મો.

## પંજાબમાં બીજી લડાઈ ૧૮૪૮–૧૮૪૯.

**લડાઇનું કારણ:**—મુલતાનનો સુબો લાલમુળરાજ લાહોરમાંથી અંગ્રેજી ફોજને કાઢી મેલવાને શીખ લોકો સાથે કાવત્રાં કરતો જણાયો; આથી તેને ત્યાંથી કાઢી મેલી તેની જગ્યાએ સરદાર ખાનસિંગને નિમ્યો; અને તેને રાજ્યાભિષેક કરવાને મિ० વાન્સ એગન્યુ અને એન્ડરસન અમલદારને મોકલ્યા. શીખ લોકે તેમના મુલતાનમાં આવી પોહોંચતાંજ ફિસાદ ઉઠાવ્યો, અને તેમને કાપી નાંખ્યા. લાલમુળરાજે આ ખુન કરનારાઓને સારૂં ઇનામ આપ્યું એટલુંજ નહીં પણ તે અંગ્રેજો સામે લડવાને તૈયારી કરવા લાગ્યો.

આખું પંજાબ અંગ્રેજો સામે ઉઠેલું જોઈને લેફ્ટનંટ એડવર્ડસ જે લીહા*માં હતો તેણે પઠાણ અને બીજાઓનું તુરત એક લશ્કર ઉભું કર્યું, અને ભાવલપુર†ના નવાબની મદદ મેળવી, કર્નલ કોર્ટલેન્ટ જે દેરાઇસ્માએલ‡માં હતો, તેનાં લશ્કર સાથે પોતાનું લશ્કર જોડી નાંખ્યું.

ઈ. સ. ૧૮૪૮ માં શીખ લોકે આ ભેગાં થયલાં લશ્કર પર હુમલો કર્યો; પણ મુલતાનથી આસરે ૨૦ મૈલ દૂર કિનેરી આગળ તેમનો પરાજય થયો. થોડા દિવસ પછી સદુસેન¶ આગળ એક બીજી મોટી લડાઈ થઈ, તેમાં લાલમુળરાજ હારી ગયો.

**કિનેરીની લડાઇ ૧૮૪૮.**

**સદુસેનની લડાઇ ૧૮૪૮.**

પછી જેનરલ વિશનું લશ્કર કુમકે આવતાંજ અંગ્રેજોએ મુલતાન પર ઘેરો ઘાલ્યો; પણ શેરસિંગ સરદાર જે પેહેલાં અંગ્રેજોનો મિત્ર થઇ રહ્યો હતો તે આ વખતે તેમને છોડી દેઈ ૫,૦૦૦ માણસનાં લશ્કર સાથે દુશ્મનને જઇ મળ્યો, તેથી આ ઘેરો ઉઠાવી લેવાની જેનરલ વિશને ફરજ પડી. આ અંગ્રેજ સરદાર મુલતાનથી સાત મૈલ દૂર પડાવ નાંખી બીજાં લશ્કરની રાહ જોતો બેઠો.

---

* લીહા—સિંધુ નદી આગળ. † ભાવલપુર—સતલજ નદી પર.

‡ દેરાઈસ્માએલ—લીહાની ઉત્તરે સિંધુ નદી પર.

¶ સદુસેન—મુલતાનની ઉત્તરે.

**રામનગરની લડાઇ ૧૮૪૯.** એટલામાં લોર્ડ ગોફે લાહોર તરફ લશ્કર સાથ કુચ કરી. શીખ લોકો રામનગર* આગળ છાવણી કરી બેઠા હતા, ત્યાંથી લોર્ડ ગોફે લડાઈ કરી તેમને ચિનાબને બીજે કાંઠે હાંકી કાઢ્યાં ૧૮૪૯.

**લાલમુળરાજ શરણ થયો ૧૮૪૯.** જેનરલ વિશે મુંબઇથી મદદ મળતાંજ પાછો મુલતાન પર ઘેરો ઘાલ્યો અને તે જીતી લીધું. મુળરાજ અંગ્રેજો સામો ઘણીવાર લડયા પછી અંતે શરણે થયો ૧૮૪૯. આ શીખ સરદારને વાન્સ એગન્યુ અને એન્ડરસનને મારી નંખાવવાને માટે લાહોરમાં જન્મપર્યંત કેદ રાખ્યો. મુલતાનમાં બંદોબસ્ત રાખવાને જેનરલ એડવર્ડસને થોડાંક લશ્કર સાથે રાખ્યો, અને બાકીનું બીજું લશ્કર લેઈ જેનરલ વિશ લોર્ડ ગોફનાં લશ્કર સાથે મળી ગયો. લોર્ડ ગોફ

**ચિલિઅનવાલાની લડાઈ ૧૮૪૯.** શેરસિંગનાં લશ્કર સામે લડવાને ચિલિઅનવાલા† આગળ ગયો. અહિંયાં એક મોટી લડાઈ થઈ ૧૮૪૯. શીખ લોકને ત્યાંથી હરાવી હાંકી કાઢ્યા, અને તેમની ૪૦ તોપો જીતી લીધી, પણ અંગ્રેજી લશ્કરને બહુ ખમવું પડયું. તેમના ૩૮ અમલદારો તેમજ લગભગ ૬૦૦ સિપાઇઓ માર્યા ગયા, અને ૧૬૦૦ માણસ જખમી થયાં.

આ માત્ર નામની ફતેહથી હિંદુસ્તાનનાં તેમજ ઇંગ્લાંડનાં લોકનાં મન બહુ વ્યાકુળ થયાં, અને લોર્ડ ગોફને તેની હુલડાઇ અને અવિચારી કામને માટે ઠપકો આપી લશ્કરનું ઉપરીપણું સિંધ જીતનાર સર ચાર્લસ નેપિઅરને આપ્યું.

સર ચાર્લસ નેપિઅર ઇંગ્લાંડથી લશ્કર સહિત આવી પોંહોંચ્યો

**ગુજરાતની લડાઈ ૧૮૪૯.** તે પેહેલાં લોર્ડ ગોફે શીખ લોકો સાથે ગુજરાતમાં‡ એક બીજી મોટી લડાઈ કરી ૧૮૪૯. આ લડાઇમાં શેરસિંગની પૂર્ણ હાર થઈ, અને લોર્ડ ગોફે પોતાની ચિલિઅનવાલાની લડાઈમાં ગએલી આબરૂ પાછી મેળવી. ગુજરાતની લડાઈથી શીખ લોક સાથની લડાઇનો અંત આવ્યો; અને ૧૬,૦૦૦ શીખ લોકો પોતાનાં હથિયાર છોડી દેઈ શરણ થયા. શીખ લોકોએ

**દોસ્ત મહમદ.** દોસ્ત મહમદને પેશાવર આપી દેવાની કબુલતે અફગાન લશ્કરની મદદ માંગી હતી, તે લશ્કર પણ આ લડાઈમાં હારી જવાથી નાહાસી ગયું; અને તેની

---

* રામનગર—ચિનાબ નદી પર.

† ચિલિઅનવાલા—જેલમ અને ચિનાબ નદીની વચ્ચે.

‡ ગુજરાત—લાહોરની ઉત્તરે ૬૦ મૈલ પર.

**જેનરલ ગિલ્બર્ટ.** પાછળ જેનરલ ગિલ્બર્ટ છેક ખૈબરઘાટ સુધી ગયો, અને તેમને પંજાબમાંથી હાંકી કાઢ્યા. ૧૮૪૯ ના માર્ચ મહિનાની ૨૯ મી તારીખે પંજાબ અંગ્રેજી રાજ સાથે જોડી દીધું. અને મહારાજા ધુલીપસિંહને રૂપિયા ૫,૮૦,૦૦૦ નું વર્ષાસન બાંધી આપ્યું. અંગ્રેજોને પંજાબમાંથી જે લૂટ મળી તેમાં કોહ-ઈ-નુર નામનો દુન્યામાં સર્વથી મોટો હીરો હતો, જે હાલ ઇંગ્લાંડની મહારાણીજીની પાસે છે. એ હીરો પેહેલાં માળવાના કોઇ રાજાનો હતો, જેના હાથમાંથી લોદી વંશના રાજાઓના, અને પછી અહમદશાહ અબદલી, પછી શાહસુજા, અને છેલ્લાં રણજીતસિંહના હાથમાં આવ્યો હતો.

**પંજાબ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યું ૧૮૪૯.**

**કોહ-ઇ-નુર.**

---

## બાબ ૧૭ મો.

## બ્રહ્મી લોક સાથે બીજી લડાઇ ૧૮૫૨–૧૮૫૩.

**લડાઈનું કારણ:—** રંગુનના સૂબાએ કેટલાક અંગ્રેજી વેપારીઓ સાથે માઠી ચાલ ચલાવી, અને ત્યાંના બે અંગ્રેજી વહાણોના કપ્તાનોને અપમાન કર્યું. આવાની દરબારે એ માટે કાંઇ બંદોબસ્ત કરી પાધરો જવાબ વાળ્યો નહીં, તેથી લડાઈ થઈ.

નૌકાપતિ લેમ્બર્ટ અને જેનરલ ગોડવિન એ બન્નેએ રંગુન અને આસપાસની જગ્યાપર હુમલા કર્યાં. થોડા મહિનામાં પેગુ, અથવા રંગુનથી પ્રોમ સુધીનો મુલક તેમણે જીતી લઈ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો ૧૮૫૨. આ પ્રમાણે પેહેલી અને બીજી બ્રહ્મી લોક સાથની લડાઇમાં અંગ્રેજોએ આરાકાન, તેનાસરિમ, અને તેમની વચ્ચેનો મુલક પેગુ જીતી લીધા.

**પેગુ જીતી લીધો ૧૮૫૨.**

ઈ. સ. ૧૮૫૩ ના જુન મહિનામાં આ લડાઇનો અંત આવ્યો, અને રાજા સાથ સંધિ થઇ.

**સલાહની સરતો:—** ૧.—રાજાએ બધા અંગ્રેજ તરફના કેદીઓને છોડી મેલવા.

૨.—પેગુ અંગ્રેજોને આપવો.

---

# પ્રકરણ ૯ મું.

## હિંદુસ્તાનમાં બળવો ૧૮૫૭.

**અર્લ કેનિંગ ૧૮૫૬–૧૮૬૨.**

લોર્ડ ડેલહૌસી પછી અર્લ કેનિંગે ૧૮૫૬–૬૨ સુધી ગવર્નર જેનરલ તરીકે રાજ્યકારભાર ચલાવ્યો.

**હેરાત પર ચઢાઇ ૧૮૩૭.**

**બુશાયર જીતી લીધું ૧૮૫૬.**

**ઇરાન જોડે લડાઇ:**—ઇ. સ. ૧૮૫૬ માં અંગ્રેજોએ ઈરાન જોડે લડાઇ કીધી. ઈરાનના શાહે જ્યારે રૂશિઆની ઉશ્કેરણીથી હેરાત જીતી લેવાને ૧૮૩૭ માં ચઢાઈ કરી હતી ત્યારે અંગ્રેજો તેની સામે થયાથી તેને પાછું ફરવું પડયું હતું. આ વખતથી શાહ અંગ્રેજોપર ગુસ્સે થયો હતો; અને ૧૮૫૬ માં અંગ્રેજો સામે આડી ચાલ ચલાવવા લાગ્યો. આથી જેનરલ સર જેમ્સ ઔટ્રમને ઇરાન પર ચઢાઈ કરવા મોકલ્યો. આ સરદારે તુરત બુશાયર જીતી લીધું અને આગળ વધ્યો, એટલામાં શાહે માફ માંગી, અને અંગ્રેજો સાથે સંધિ કરી ૧૮૫૭. આ સંધિ પેરિસમાં થઈ, તેમાં શાહે હેરાત તથા અફગાનિસ્તાન ઉપર દાવો કરવો નહીં, એવી કબુલાત આપી.

**ચીન સાથે લડાઇ ૧૮૫૭.**

**કૈતાન જીત્યું ૧૮૫૭.**

**ચીન સાથે લડાઈ ૧૮૫૭–ચી**ની સરકાર અંગ્રેજો સાથે અદાવત રાખી તેમને માઠું લાગે એવી રીતે વર્તી, અને કંતાનના હાકેમે તો સઘળા અંગ્રેજોને કાપી નાંખવાનો હુકમ કર્યો. આથી લોર્ડ એલ્જીનની સરદારી નીચે એક લશ્કર ઈંગ્લાંડથી મોકલવામાં આવ્યું. આ બાહાદુર સરદારે તુરત કૈતાન ઉપર તોપનો માર ચલાવી ત્યાંના હાકેમને બંદીવાન કરી કલકત્તે મોકલ્યો. અહિંયાંથી હવે જ્યારે લશ્કર શેનઘાઇ ઉપર ચાલ્યું ત્યારે રાજાએ સલાહ કરી, અને અંગ્રેજોને વેપાર કરવાની છૂટ આપી. આ લડાઇ જ્યારે ચાલતી હતી, ત્યારે હિંદુસ્તાનમાં બળવો ઉઠયો. આ સાંભળતાંજ એલજીન સરદારે ચીનમાં લડવા થોડું લશ્કર રાખ્યું, અને બાકીનું હિંદુસ્તાન ખાતે મોકલી આપ્યું.

**૧૮૫૭ ના બળવાનાં કારણો:**—આ બળવાનાં ઘણાં જુદાં જુદાં કારણો આપવામાં આવેછે. પણ લોર્ડ ડેલહૌસીની દેશી રાજ્યો અંગ્રેજી રાજ સાથે જોડી દેવાની રાજનીતિ, તેમજ રાજકારભારમાં જુદા જુદા ફેરફારો, સિપાઇ અને અમલદાર વચ્ચેનો અણબનાવ, અફગાનિસ્તાનની લડાઇની વખતે અંગ્રેજોપર વિતેલી વિપત્તિ, દેશીઓને અંગ્રેજો ખ્રિસ્તી

કરવા ધારેછે, એવો મૂર્ખાઈ ભરેલો વિચાર, તેમજ વળી દિલ્હીના પાદ-શાહની, બાજીરાવના દત્તક નાના સાહેબની, અયોધ્યા અને જહાંન્સીની બેગમોની અને એવા બીજાઓની પોતાનું રાજ્ય પાછું મેળવવાની ધાર-ણાથી કરેલી ઉસ્કેરણી, એ આ બળવાનાં માનવા લાયક કારણો છે.

**એન્ફીલ્ડ બંદુકો.** ઈ૦ સ૦ ૧૮૫૭ માં દેશી લશ્કરમાં એન્ફીલ્ડ નામની બંદુકો દાખલ કર્યાથી હિંદુ તેમજ મુસલમાનોનાં મન ઉસ્કેરવાને અંગ્રેજોના દુશ્મનોએ એવી અફવા ઉડાવી કે તે બંદુકોના કાર્ટિજ (કારતૂસો) ને ગાય અને ડુક્કરની ચરબી લગાડેલી છે. બન્ને ધર્મ-વાળાએ આ વાત ખરી માનીને બળવો ઉઠાવ્યો.

**બરાનપુરમાં બંડ.** બરાનપુરમાં ૧૯ મી બંગાળી પલટણે પેહેલાં બંડ કર્યું પણ તે પલટણને તુરત તોડી નાંખી. મીરતમાં મે મહિનાની ૧૦ મી તારિખે બળવાનો ભભૂકો ઉઠયો. ત્યાંના કેટલાક સિપા-

**મીરતમાં બંડ.** ઇઓને અંગ્રેજ અમલદારોએ કેદ કર્યા, ત્યારે આખું મીરત તે સિપાઈઓના બચાવમાટે અંગ્રેજો સામું થયું; જે જે યુરોપીઅન મળ્યા તેમને કાપી નાંખ્યા, અને પછી તેઓ દિલ્હી ગયા.

**દિલ્હીમાં બંડ.** દિલ્હીમાં પણ મે મહિનાની ૧૧ મી તારિખે બંડ ઉઠયું, અને ત્યાંના ઘણાક અંગ્રેજોને મોગલ વંશના છેલ્લા બાદશાહ મહમદ બાહાદુરશાહના દેખતાં કાપી નાંખ્યા. આ નિમકહરામ પાદશાહે બળવા-ખોરોને તેમ કરતાં અટકાવવાને, અથવા તો અંગ્રેજોને બચાવવાને, કંઇપણ ઉપાય લીધા નહીં. દિલ્હી બળવાખોરોને હાથ ગયાની જેવી ખબર બા-હેર પડી, તેવીજ બંગાળા અને વાયવ્ય પ્રાંતોની પલટણોએ પોતાના અમલદારોને કાપી નાંખ્યા, અને તેઓ પણ બાહેર પડ્યા. એમને જોઇ ફિરોજપુર, કાનપુર, જહાંન્સી, શાહજહાંપુર, બનારસ, અલાહબાદ, મોરાદાબાદ, જલંધર, બેરિલી, અને બીજી ઘણીક જગ્યાઓમાં બળવા

**પંજાબમાં સરજોન લોરેન્સ.** ઉઠયા. માત્ર પંજાબમાં સર જોન લોરેન્સની બાહો-શીથી શીખ લોકે, તેમજ નામાંકિત પ્રધાન સર

**હૈદ્રાબાદમાં સરસાલારજંગ.** સાલારજંગની હોશિયારીથી હૈદ્રાબાદના મુસલમાનોએ વફાદાર રહી આ બળવામાં સામિલ ન થતાં સામી અંગ્રેજોને મદદ કરી. એમાં શીખ લોકનાં લશ્કરની મદદ ઘણીજ હતી. સર્વેથી ઘણો ત્રાસદાયક દેખાવ કાનપુરમાં થયો. ત્યાંના લશ્કરે બંડ કરી

**કાનપુરમાં કતલ.** સઘળા અંગ્રેજ અમલદારો તથા તેમની બાયડી અને છોકરાંઓને ઘેરી લીધાં. ત્રણ અઠવાડિયાં સુધી આ અમલદારોએ બળવાખોરો સામે ટકાવ કર્યો, અને મહા કષ્ટ ખમ્યાં. આ

બળવાખોરોનો ઉપરી **નાના**સાહેબ (બાજીરાવ ૨ જાનો દત્તક), તથા તેનો **પ્રધાન અઝિમુલ્લા** હતા. જ્યારે **નાના**સાહેબે આ અમલદારોને તેમનાં બાયડી છોકરાં સહિત **અલાહબાદ** સહીસલામત લઇ જવાનું વચન આપ્યું ત્યારેજ તેઓ તેને શરણ થયા; પણ આ દગલબાજ ચણ્ડાળે પોતાનું વચન પાળ્યું નહીં. એના બોલપર વિશ્વાસ રાખી આસરે ૪૫૦ જણ **ગંગા** નદીમાં મછવામાં બેસી અલાહબાદ જવા નિકળ્યાં, પણ તે સઘળાંને **નાના**ના હોકમથી બળવાખોરોએ ગોળીથી મારી નાંખ્યાં. માત્ર ચાર જણ આ-માંથી બચી ગયાં. જુલાઇ માસની ૧૫ મી તારિખે વળી એ ચણ્ડાળે ૧૨૫ બાળકો અને સ્ત્રીઓને એક નાહાના ઓરડામાં પૂર્યાં, અને પછી તેમને કાપી નાંખી તેમનાં શરીરના કકડા કૂવામાં નાંખી દીધા.

**સર હેન્રિ લોરેન્સ.** અયોધ્યાના કમિશનર સર **હેન્રિ લોરેન્સે** આ બળવા વિશે સાંભળતાંજ **લ**કનૌના કિલ્લામાં ખોરાક ભરી રાખ્યો, અને ત્યાંના સઘળા યુરોપીઅનો સાથે પોતાનો બચાવ કરી બેઠો. બળવાખોરોએ ત્યાં ઘણાક હુમલા કર્યા, પણ સઘળા વ્યર્થ ગયા.

**હેવલોક.** આ કમિશનરના બચાવને માટે **હેવલોક** સરદાર આવ્યો પણ તે કાંઈ કરી શક્યો નહીં. બે મહિના રહીને **કેમ્પબેલ** સરદાર થોડુંક લશ્કર લઇ જ્યારે આવ્યો, ત્યારે તેઓ ત્યાંથી બાહેર નિકળ્યાં, અને વેર લેવાને તૈયારીઓ કરી.

એક લશ્કર **કા**નપુરમાં મોકલ્યું, જેણે ત્યાંના બંડખોર સિપાઈઓને મારી વિખેરી નાંખ્યા.

**દિ**લ્હીમાં બંડખોરની સંખ્યા બહુ હતી. **બ**ર્નાડ, **નિ**કલસન, **વિ**લ્સન, **સ્મિથ** અને બીજા અમલદારોએ ઘણી બાહાદુરીથી છેક સપ્તેમ્બર મા-સમાં **દિ**લ્હી પાછું જીતી લીધું. અને **મ**હમદ **બા**હાદુરશાહ, તેના છોકરા, અને પૌત્રને **હો**ડસન સરદારે પકડી કેદ કર્યા. પાદશાહને પાછળથી બંધીવાન

**મહમદ બાહાદુરશાહ મરણ પામ્યો ૧૮૬૨.** દાખલ **રં**ગુન મોકલી દીધો, જ્યાં તે ૧૮૬૨ માં મરણ પામ્યો; **બા**હાદુરશાહના છોકરાઓ અને પૌત્ર પેહેરેગીર ઉપર હુમલો કરી તેમના હાથમાંથી નાહાસી જતા હતા, ત્યારે તેમને ગોળીથી મારી નાંખવાની **હો**ડસનને ફરજ પડી.

**અયોધ્યા**—**દિ**લ્હી જીતી લીધા પછી લાંબો વખત સુધી હિંદુસ્તા-નના જૂદા જૂદા ભાગોમાં લડાઇ ચાલી. **અયો**ધ્યાની બેગમ, **બ**રેલીનો નવાબ, **ફૈ**ઝાબાદનો મોલવી, અને **બિ**થુરનો **નાના**સાહેબ **અયો**ધ્યા અને **રો**હિલખંડમાં હોવાથી, ત્યાં બળવો ઘણા જોસથી ઉઠયો.

**સર કોલિન કેમ્પબેલ.** **સર કોલિન કેમ્પબેલે** ગુર્ખા લોકના રાજા **જં**ગબાહાદુરની

મદદથી તેમની સામે લડાઈ કરી, અને તેમને વિખેરી નાંખ્યા. સર હ્યુરોઝે મધ્ય હિંદુસ્તાનમાં બંડખોરને મારી નસાડી મેલ્યા; એની સામે લડવા આ-

**તાતીઆટોપી.** વેલાં **નાનાસાહેબ**નો સગો **તાતીઆટોપી** અને **જહાં**-ન્સીની રાણી હતાં. **જહાં**-ન્સીનો મજબુત ગઢ સર **હ્યુરોઝે** જીતી લીધો, અને રાણી પોતે ગ્વાલિયરનો બચાવ કરતાં રણમાં પડી.

**તાતીઆટોપીને ફાંસી દીધી ૧૮૫૯.** તાતીઆટોપી પણ ૧૮૫૯ માં પકડાયો, અને કાનપુરમાં ચાલેલી કતલમાં તે સામિલ હતો માટે તેને ફાંસી દીધી.

**નાનાસાહેબ** પણ **નેપાલ**નાં જંગલોમાં નાહાસી ગયો, જ્યાં તે મરણ પામ્યો એવું ધારવામાં આવેછે. આપ્રમાણે આ ભયંકર બળવાનો અંત આવ્યાથી જે લોકો એમાં સામિલ થયલા પુરવાર થયા તેમના આગેવાનોને મારી નાંખ્યા, અને બાકીનાઓને દેશનિકાલ કર્યા. ગવર્નર જેનરલ લોર્ડ કેનિંગ આ બંડખોર સામે ઘણી દયાળુ રીતે વર્ત્યો, તેથી ઘણા અંગ્રેજોએ તેની નિંદા અને હાંસી કરી. તે સઘળાઓનો વિચાર એવો હતો કે આ ફિતુરમાં સામિલ થનારા સઘળાઓને તેમનાં ચણ્ડાળ કામોને માટે મારી નાંખવા હતા.

---

# પ્રકરણ ૧૦ મું.

## રાજમાં ફેરફાર.

**હિંદુસ્તાનનું રાજ ઇંગ્લાંડના ગાદીપતિને સ્વાધીન થયું.** આ બળવો સમ્યા પછી રાજમાં ઘણાક ફેરફારો થયાઃ—(૧) ૧૮૫૮ ના આગસ્ટ માસમાં અંગ્રેજી **પાર્લામેંટે** હિંદુસ્તાનનું રાજ ઇસ્ટ ઇન્ડિઆ કમ્પની પાસેથી લઈ લીધું, અને ઇંગ્લાંડના ગાદીપતિને સ્વાધીન કર્યું (૨) હિંદુસ્તાનને માટે એક **સેક્રેટરી** નિમ્યો, અને તેને મદદ કરવાને ૧૫ મા-ણસોની એક **કૌન્સિલ** કીધી. આ **કૌન્સિલ**નાં પંદરમાંના આઠ એવા હોવા જોઈએ કે જેઓએ ૧૦ વરસ હિંદુસ્તાનમાં નોકરી કરી હોય.

**ગવર્નર જેનરલને વાઇસરોયનો ઇલકાબ મળ્યો.** (૩) ગવર્નર જેનરલને **વાઈસરોય**નો નવો ઇલ-કાબ મળ્યો. (૪) કમ્પનીનાં હિંદુસ્તાનમાંજ નોકરી કર-નાર અંગ્રેજી લશ્કરને **બ્રિટિશ** રાજનાં લશ્કર સાથ ભેળી નાંખ્યું. (૫) ગવર્નર જેનરલની, તેમજ મુંબઈ તથા મદ્રાસની કૌન્સિલમાં કાયદા બાંધવામાટે દેશી મેમ્બરોને દાખલ કીધા.

**હાઇ કોર્ટ સ્થપાઇ.** (૬) ઈલાકાઓમાં **સુપ્રીમ કોર્ટ**ને બદલે ન્યાયની **હાઇ-કોર્ટો** સ્થપાઇ.

**મહારાણીનો ઢંઢેરો:**—ઉપર લખેલા ફેરફારો હિંદુસ્તાનમાં દાખલ કર્યા પછી ૧ લી નવેમ્બર ૧૮૫૮ ને દિને **અલાહબાદમાં** મોટી દરબાર

**અલાહબાદમાં દરબાર.**

ભરીને લોર્ડ કેનિંગે મહારાણીનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો. આ ઢંઢેરામાં હિંદુસ્તાનના દેશીઓને ધર્મસંબંધી છુટ આપી; બળવામાં જે સઘળાઓએ ભાગ લીધો હતો તેઓમાંના ખુન

**મહારાણીનો ઢંઢેરો.**

કરનારા તથા આગેવાનો શિવાય સઘળાને માફી બક્ષી; અંગ્રેજના વફાદાર રાજાઓને દત્ત પુત્ર કરવાનો હક આપ્યો; ઇસ્ટ ઇન્ડિઆ કમ્પનીનાં દિવાની તથા મુલકી તથા લશ્કરી ખાતાંમાં જેઓ નોકરી કરતા હતા, તેમને તેમની જગ્યા પર બહાલ રાખ્યા; દેશી રાજ્યો સાથે કમ્પનીએ જે કરારો કર્યા હતા તે કબુલમંજુર રાખ્યા, અને ધર્મનો કંઇ ભેદ ન રાખી સરકારી નોકરીમાં યોગ્ય પુરૂષોને રાખવાની કબુલાત આપી.

**લોર્ડ કેનિંગ મરણ પામ્યો ૧૮૬૨.**

લોર્ડ કેનિંગ સને ૧૮૬૨ માં હિંદુસ્તાન છોડી સ્વદેશ ગયો અને ત્યાં તે એક મહિનામાં મરણ પામ્યો.

---

# પ્રકરણ ૧૧ મું.

## ગવર્નર જેનરલ અને તેમની કારકીર્દિ.

### (૧) વોર્ન હેસ્ટિંગ્સ—૧૭૭૪–૧૭૮૫.

ઈ. સ. ૧૭૭૩ માં રેગ્યુલેટિંગ એક્ટ પસાર થયો, તે ધારાની રૂઈએ હેસ્ટિંગ્સ પેહેલ વેહેલો ગવર્નર જેનરલ થયો. તેણે ૧૩ વરસ (બે વરસ ગવર્નર તરીકે) કમ્પનીને અગણિત ફાયદા થાય એવી રીતે અમલ ચલાવ્યો. જેમ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજનો પાયો નાંખનાર **ક્લાઇવ** હતો, તેમ રાજકારભારની રચના રચનાર **હેસ્ટિંગ્સ** હતો. એની કૌન્સિલના મેમ્બરો **મોન્સન**, **ક્લેવરિંગ**, **ફ્રાન્સિસ**, અને **બારવેલ** હતા.

**કૌન્સિલના મેમ્બરો.**

**હેસ્ટિંગ્સને** સર્વ કામકાજોમાં **બારવેલ** એકમત થઇ મદદ આપતો, પણ ઉપલા ત્રણ દરેક બાબતમાં તેની યોજનાની સામા થતા. આ ત્રણ મેમ્બરોની ઉશ્કેરણીથી રાજા **નન્દકુમાર** નામના એક બ્રાહ્મણે **હેસ્ટિંગ્સ** ઉપર લાંચ લેવાનો આરોપ મુક્યો, અને તે બાબતની તજવીજ ચાલતી હતી તેટલામાં એજ બ્રાહ્મણ ઉપર જુઠા દસ્તાવેજો બનાવ્યાનું તોહોમત મુકાયું, અને

**નન્દકુમારને ફાંસી દીધા ૧૭૭૬.**

તેની નવી અદાલતમાં વડા ન્યાયાધીશ સર એલીજા ઇમ્પી આગળ તપાસ ચાલી ૧૭૭૫. તેના ઉપર આ તોહોમત સાબિત થવાથી તેને ૧૭૭૬ માં ફાંસી દીધી.

હેસ્ટિંગ્સે ૧૭૭૪ માં રોહિલા લોકને અયોધ્યામાંથી હાંકી કાઢી કમ્પનીને ૪૦ લાખ રૂપિઆનો ફાયદો કરી આપ્યો. એણે ૧૭૭૬-૮૨ સુધી મરેઠાની પેહેલી લડાઇ, અને ૧૭૮૦-૮૪ સુધી મ્હેસૂરની બીજી લડાઇ કરી તેમનો ઘણી સારી રીતે અંત આણ્યો.

**ચૈયતસિંહ અને અજોફદૌલા.**

કમ્પનીનો ખજાનો આ લડાઇઓથી ખાલી થઈ ગયો, ત્યારે એણે કાશીનો જમીનદાર રાજા ચૈયતસિંહ અને અયોધ્યાનો નવાબ અજોફદૌલાની પાસે કમ્પનીનું લેણું માગ્યું. કાશી પ્રાંત અમુક પૈસાની રકમ લેવાની બોલીએ ચૈયતસિંહને કમ્પનીએ આપ્યો હતો; અને અજોફદૌલાએ કરાર પ્રમાણે લાંબો વખત સુધી ખંડણી ભરી ન હતી. જ્યારે આ બન્ને જણાએ આ માંગણી સામે વાંધો ઉઠાવ્યો, ત્યારે હેસ્ટિંગ્સ પોતે આ વિષેનો બંદોબસ્ત કરવા કાશી ગયો. ચૈયતસિંહ એની સામો થયો, તેથી હેસ્ટિંગ્સે તેને પકડયો. આથી ત્યાંનું લોક ઘણું ઉશ્કેરાયું, અને હુલ્લડ કરી પકડનારાઓને કાપી નાંખ્યા, તેમાં હેસ્ટિંગ્સ સેહેજ બચી ગયો. લશ્કર મદદે આવી પોંહોંચતાંજ ચૈયતસિંહ ગ્વાલિયર નાહાસી ગયો, તેથી તેની જગ્યાએ તેના ભત્રિજાને રાજા કરી હેસ્ટિંગ્સે કાશી પ્રાંતની ખંડણીની વાર્ષિક રકમ વધારી. અજોફદૌલાએ પણ કંઇ ઉપાય ન મળવાથી પોતાની મા અને દાદી પાસેથી પૈસા કઢાવી હેસ્ટિંગ્સને આપ્યા.

**પિટ, બર્ક અને ફ્રાન્સિસ.**

હેસ્ટિંગ્સનાં આ કામો તેના ઉપરીઓને ગમ્યાં નહીં, તેથી એણે ૧૭૮૫ માં પોતાનો હોદ્દો છોડયો, અને ઇંગ્લાંડ ગયો, જ્યાં એને રાજા અને પ્રધાન તરફથી ઘણું માન મળ્યું; પણ એના દુશ્મનો જેમાં મુખ્ય પિટ, બર્ક, અને ફ્રાન્સિસ હતા, તેઓએ એનાં ઘણાંક કામો ધિક્કારી કાઢયાં, અને એના ઉપર જુલમનાં અને એવાં બીજાં કામનો આરોપ મુકી એને ઇન્સાફની તપાસપર અણાવ્યો ૧૭૮૮.

**હેસ્ટિંગ્સ મરણ પામ્યો ૧૮૧૮.**

આ તપાસ સાત વરસ એટલે ૧૭૯૫ સુધી ચાલી, જેમાં એના ઉપર મુકેલાં તોહોમતો ખોટાં ઠર્યાં. હેસ્ટિંગ્સને પોતાનો બચાવ કરવામાં એક લાખ પૌન્ડનો ખરચ થયો હતો. એ પોતાની ૮૬ વર્ષની ઉમ્મરે ઇ. સ. ૧૮૧૮ માં મરણ પામ્યો. આ ગવર્નર જેનરલ ઘણો બુદ્ધિમાન, પ્રવીણ, અને દૃઢ મનનો હતો. એણે હિંદુસ્તાનમાં વિદ્યાને બહુ ઉત્તેજન આપ્યું.

**સર જોન મેકફરસન ૧૭૮૫-૮૬.** હેસ્ટિંગ્સનાં ઇંગ્લાંડ જવા પછી સર **જોન મેકફરસન** જે કૌન્સિલનો વડો સભાસદ હતો, તેણે ૨૦ મહિના ગવર્નર જેનરલ તરીકે કામ ચલાવ્યું ૧૭૮૫-૮૬.

## (૨) લોર્ડ કોર્નવોલિસ ૧૭૮૬-૧૭૯૩.

આ ગવર્નર જેનરલ સપ્તેમ્બર માસમાં કલકત્તે આવ્યો, અને સલાહ સંપથી રાજકારભાર ચલાવવાને ઉપાયો લેવા લાગ્યો. કમ્પનીના નોકરો જે વેપાર કરતા હતા અને તેથી જે બિગાડો થતો હતો, તેનો એણે એકદમ અટકાવ કર્યો. એના વખતમાં ૧૭૯૦-૯૨ સુધી **મ્હેસૂરની** ત્રીજી

**અરિકેરાની લડાઇ ૧૭૯૧.** લડાઇ ચાલી જેમાં ટીપુને **અરિકેરાની** લડાઇમાં હરાવી તેની ઘણીક જગ્યા જીતી લીધી. લોર્ડ કોર્નવોલિસે પોતાની કારકીર્દિનાં છેલ્લાં વરસમાં મેહેસુલ ખાતામાં જમાબંદીની ત્રણ નવી રીતો દાખલ કરી:—**જ**મીનદારી, **ગા**મવારી, અને **રા**યટરિ.

**જમાબંદીની ત્રણ રીતો.** ૧—**જ**મીનદારી રીત એ હતી કે મોટા મોટા જમીનદારોને તેમની જમીનની જમાબંદીની ઉપજને માટે જવાબદાર કર્યા. આ રીત **બં**ગાળામાં દાખલ કરી.

૨-**ગા**મવારી રીત—ગામના લોકને પોતાની હદમાં આવેલી જગ્યાની ઉપજને માટે જવાબદાર કર્યા.

૩-**રા**યટરિ રીત—આ રીતમાં ખેડુતોએ જમીનને માટે સરકારમાં શું ભરવું એ નક્કી કર્યું. આ રીત **મું**બઈ તથા **મ**દ્રાસમાં દાખલ કરી.

## (૩) સરજોન શોર ૧૭૯૩-૧૭૯૮.

સર જોન શોર પેહેલાં મુલકી ખાતાનો નોકર હતો, તેથી એ આ દેશનું સારૂં જ્ઞાન ધરાવતો હતો. એની કારકીર્દિમાં **મ**રેઠા લોકોએ **નિ**ઝા-

**કુર્દલાની લડાઇ ૧૭૯૫.** મને ૧૭૯૫ માં કુર્દલાની લડાઇમાં હરાવ્યો, અને ૬ ઠા પેશ્વા **મા**ધવરાવ **ના**રાયણના પ્રધાન **ના**ના ફડનવીસે મરેઠી રાજને ઘણી ચઢતી હાલતમાં આણ્યું. **સરજોન શોરે નિ**ઝામને **મ**રેઠા સામે મદદ કરી નહીં તેમાં એણે મોટી ભૂલ કીધેલી કહેવાયછે. **બં**ગાળાના અંગ્રેજી અમલદારોએ વળી મોટા પગાર માંગ્યા, તે એણે સામે થયા વગર તેમને આપ્યા.

## (૪) લોર્ડ મોર્નિંગટન (માર્કવિસ વેલેસ્લિ) ૧૭૯૮-૧૮૦૫.

લોર્ડ મોર્નિંગટનની કારકીર્દિમાં મ્હેસૂરની ચોથી (૧૭૯૮-૯૯) અને

મરેઠા સાથની **બીજી** (૧૮૦૨–૧૮૦૫) લડાઈઓ થઇ. **મ્હૈસૂરની ચોથી** લડાઇમાં **ટીપુ શ્રીરંગપટણની** લડાઇમાં માર્યો ગયો. આ ગવર્નર જેનરલે ૧૮૦૧ માં **અયોધ્યામાં** સુધારો કર્યો; ૧૮૦૨ માં મરેઠા સાથે **વસાઈ** આગળ સંધિ કરી; ૧૮૦૩ માં **વરાડના** રાજા **રાઘોજી ભોંસલે** તેમજ **દૌલ**-

**દિલ્હીના રાજાને છોડવ્યો ૧૮૦૩.**

તરાવ **સિંધિઆને** હરાવી સલાહ કરવાની જરૂર પાડી; **દિલ્હીના** રાજા **શાહઆલમને** મરેઠા સરદારોએ કેદ કરી રાખ્યો હતો તેને છોડવ્યો; **જસવંતરાવ હોલ્કરને** હરાવી તેની સાથ સંધિ કરી; અને **ભરતપુરના** રાજાને ૧૮૦૫ માં સલાહ કરવાની ફરજ પાડી. લોર્ડ મોર્નિંગ્ટન• ઘણો ભણેલો અને બુદ્ધિવાન હતો. ઇ. સ. ૧૮૦૫ માં જ્યારે એ સ્વદેશ ગયો ત્યારે એને ઘણું માન અને ૨૦ લાખ રૂપિઆ બક્ષિસ તરીકે મળ્યા.

## (૫) માર્કવિસ કોર્નવોલિસ (બીજીવાર)

## ૧૮૦૫–૧૮૦૫.

ઇંગ્લાંડની સરકાર આ વખતે સમાધાની જોવાને ઘણી આતુર હતી, તેથી આ ગવર્નર જેનરલને અને લાંબી લડાઇનો અંત લાવવાની સુચના આપી હિંદુસ્તાન ખાતે પાછો મોકલ્યો; પણ એ બે માસમાં **બનારસ** આગળ **ગાજીપુરમાં** મરણ પામ્યો, અને એની જગ્યાએ સર **જ્યોર્જ બાર્લો**,

**સર જ્યોર્જ બાર્લો ૧૮૦૫–૧૮૦૭.**

જે કૌન્સિલનો વડો સભાસદ હતો, તેણે ૧૮૦૫–૧૮૦૭ સુધી રાજકારભાર ચલાવ્યો. એણે પોતાના પૂર્વાધિકારીના વિચાર અમલમાં આણ્યા, અને અંગ્રેજોએ ભારે લડાઈઓ કરી **સિંધિઆ** તથા **હોલ્કર** પાસેથી જે જગ્યાઓ જીતી લીધી હતી, તે એણે તેમને પાછી આપી એટલુંજ નહીં, પણ અંગ્રેજ સાથ દોસ્તી રાખનારા રાજાઓ જેઓને **હોલ્કર** તથા **સિંધિઆએ** લડાઇ કરી ઘણું દુઃખ

**વેલોર, સિકંદ્રાબાદ, વલાજાબાદ, અને નંદીદુર્ગમાં બંડ ૧૮૦૬.**

દીધું, તેમને મદદ પણ આપી નહીં. એના વખતમાં **વેલોરમાં** તેમજ **સિકંદ્રાબાદ, વલાજાબાદ** અને **નંદીદુર્ગમાં** બંડ ઉઠયાં (૧૮૦૬). આ બંડનું કારણ એ હતું કે સર જોર્જ બાર્લોએ હિંદુ સિપાઈઓને કપાળપર ટીલું કરવાને ના કહી, અને બધાને એક સરખી દાઢી મુછ રાખવા, તથા ચોકસ ઘાટની પાઘડી ઘાલવાનો હુકમ કર્યો. ઇ. સ. ૧૮૦૭ માં લોર્ડ **મિન્ટો** ગવર્નર જેનરલ થઈ આવ્યો, અને **સરજોર્જ બાર્લો**

**મદ્રાસમાં બંડ ૧૮૦૭.**

૧૮૦૭–૧૮૧૩ સુધી મદ્રાસનો ગવર્નર રહ્યો. અહિંયાંપણ એના "ટેન્ટ કોન્ટ્રેક્ટ" નામના અણગમતા સુધારાથી

બંડ થયું, અને લશ્કરનો સેનાધિપતિ જેનરલ મેકડોવલ પોતાનો હોદ્દો છોડી વિલાયત ગયો.

## (૬) લોર્ડ મિન્ટો ૧૮૦૭–૧૮૧૩.

ઈ. સ. ૧૮૦૯ માં આ ગવર્નર જેનરલે લાહોરના રાજા રણજીતસિંહ સાથે (પેહેલી) સંધિ કરી, કારણ કે આ વખતે રૂશિઅન લોકની હિંદુસ્તાનપર ચઢી આવવાની ધાસ્તી હતી. એજ વરસમાં એણે જાવા, બુર્બોન, તથા આઇલ ઓફ ફ્રાન્સ જીતી લીધાં, અને સિંધ, કાબુલ, તથા ઇરાન જોડે દોસ્તી કરી. એ ૧૮૧૩ માં ઇંગ્લાંડ ગયો, ત્યારે એને એની સારી ચાકરીને માટે અમીરી પદ્વી મળી.

**જાવા, બુર્બોન, આઇલ ઓફ ફ્રાન્સ જીત્યાં ૧૮૦૯.**

## (૭) મોઇરાનો અર્લ (માર્કવિસ ઓફ હેસ્ટિંગ્સ) ૧૮૧૪–૧૮૨૩.

એની કારકીર્દિમાં નેપાલ (૧૮૧૪-૧૬) પિંઢારા (૧૮૧૬-૧૭), અને મરેઠા સાથની ત્રીજી (૧૮૧૭-૧૮) લડાઈઓ થઈ, જેમાં અંગ્રેજોનો જય થયો; અને છેલ્લા પેશ્વા બાજીરાવ બીજાને અને નાગપુરના આપા સાહેબને શરણ થવું પડયું. નવ વરસસુધી એણે પોતાની નોકરી ઘણી ચાલાકીથી બજાવી, અને કમ્પનીની મેહેસુલ ઘણી વધારી. એની સારી નોકરીને માટે એને ૬૦,૦૦૦ પૌન્ડનો એક વજીફો બક્ષિસ મળ્યો, અને એના મરણ પછી પણ એના વારસોને બીજા ૨૦,૦૦૦ પૌન્ડ મળ્યા.

**૬૦,૦૦૦ પૌંડની બક્ષિસ.**

## (૮) લોર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૩–૧૮૨૮.

આ ગવર્નર જેનરલને આવતાંનેવાર બ્રહ્મી લોક સાથે (પેહેલી) લડાઈ (૧૮૨૩-૨૬) કરવી પડી, અને ૧૮૨૬ માં ભરતપુરના રાજા સાથે લડાઈ કરી ત્યાંનો કિલ્લો જે ન જીતાય એવો ધારવામાં આવતો હતો અને જે ઇ. સ. ૧૮૦૫ માં લોર્ડ લેકે ઉરાડી નાંખવાને ફોકટ પ્રયત્ન કર્યો હતો, તે આ વખતે લોર્ડ કોમ્બરમિઅરે ઉરાડી નાંખ્યો. લોર્ડ આમ્હર્સ્ટે સિમ્લામાં પોતાનો રહેવાનો મુકામ પેહેલવેહેલો કર્યો. આ જગ્યા ગુરખાલોક પાસેથી જીતેલી જગ્યાઓમાંની એક છે, અને તે ૭,૦૦૦ ફીટ ઉંચી છે.

**સિમ્લામાં રહેવાનો મુકામ કર્યો.**

## (૯) લોર્ડ વિલ્યમ બેન્ટિક ૧૮૨૮–૧૮૩૫.

ઇ. સ. ૧૮૦૬ માં વેલોરમાં જ્યારે બંડ થયું ત્યારે એ મદ્રાસનો

ગવર્નર હતો. એણે પોતાનું નામ લોકકલ્યાણના કામ કરવાથી મેળવ્યું. એની કારકીર્દિમાં (૧) કુર્ગનું રાજ્ય કમ્પનીનાં રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું, કારણ કે ત્યાંનો ગાંડો રાજા પોતાની રૈયત પર જુલમ કરતો હતો, અને કમ્પની સાથે કઢંગી રીતે વર્તતો હતો. (૨) ૧૮૩૩ માં કમ્પનીના પટાનો વખત પુરો થયાથી હિંદુસ્તાન તથા ચીન સાથે વેપાર કરવાની બધાને છુટ મળી. આથી ઇસ્ટ ઇન્ડિઆ કમ્પની ફક્ત રાજ્યકરનાર મંડળી રહી. (૩) બ્રાહ્મણોમાં સતીનો ઘાતકી ચાલ, રજપૂતોમાં સ્ત્રી બાળકોને મારી નાંખવાનો, અને જગન્નાથજીના મંદીરમાં કમકમાટ ઉપજાવે એવી ક્રિયા કરવાનો ચાલ જે હતો તે એણે તદન બંધ પાડ્યો. ઘણા અસલના વખતથી ઠગી એટલે ફાંસીઆ લોકો વેપાર કે જાત્રા કરવાને અર્થે ટોળા બંધ સાથે ફરતા, અને માણસોનાં ગળામાં ફાંસો નાંખી મારી નાંખતા, ને તેમને કાળી દેવીને ભોગ આપતા. આ પાપી ધંધો પણ લોર્ડ વિલ્યમ બેન્ટિકે જડમૂળથી ઉખેડી નાંખ્યો, અને ઘણાઓને સખત શિક્ષા કરી. આ ગવર્નર જેનરલનું કલકત્તામાં એક પુતળું છે જે ઉપર મેકોલેની કલમથી લખાયલો એક લેખ છે, જેમાં તેના ઘણા વખાણ ગાયાં છે. એના વખતમાં ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે પેહેલેવેહેલી "સ્ટીમરો" આવજાવ કરવા લાગી. એ ૧૮૩૫ માં હિંદુસ્તાન છોડી ગયો અને એની જગ્યાએ સર સી. ટી. મેટકાફ કામ ચલાઉ ગવર્નર જેનરલ નિમાયો.

**કુર્ગનું રાજ્ય જોડી નાંખ્યું ૧૮૩૪.**

**ઠગી લોક.**

**સર સી. ટી. મેટકાફ ૧૮૩૫–૩૬.**

## (૧૦) લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬–૧૮૪૨.

એણે અયોધ્યાની બેગમે ૧૮૩૭ માં જે બંડ ઉઠાવ્યું, તે ચાલાકીથી બેસાડી દીધું, અને અફગાન લોક સાથે શાહસુજાને તેની ગાદી પાછી અપાવવાને (૧૮૩૮–૪૨ સુધી) લડાઈ કરી, જેમાં અંગ્રેજોને મહા કષ્ટ ભોગવવાં પડ્યાં. ઈ. સ. ૧૮૪૦ માં એણે ચીન સાથે લડાઈ કરી હોન્કોંગ લીધું, અને ચાર બંદરો વેપારને માટે ખુલ્લાં મુકાવ્યાં. ૧૮૪૨ ના માર્ચ મહિનામાં એ હિંદુસ્તાન છોડી ગયો, અને એની જગ્યાએ લોર્ડ એલેન્બરો થયો.

**ચીન સાથે લડાઇ ૧૮૪૦.**

## (૧૧) લોર્ડ એલેન્બરો ૧૮૪૨–૧૮૪૪.

પેહેલી અફગાન લડાઈનો અંત હજી આવ્યો ન હતો. અંગ્રેજોએ જે દુઃખ ખમ્યાં હતાં તેનું વેર લેવાને આ ગવર્નર જેનરલે ચાંપતા ઉપાયો લીધા, અને તેઝીનઘાટ નોની, અને નૈદાનની લડાઈઓ (૧૮૪૨) માં

અફગાન લોકોને હરાવી આ લડાઈનો અંત આણ્યો. એણે ૧૮૪૨-૪૩ માં સિંધ, તથા ૧૮૪૩ માં ગ્વાલિયરમાં પણ લડાઈઓ કીધી અને સિંધ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખી સર ચાર્લસ નેપિઅરને ત્યાંનો કમિશનર નિમ્યો. લોર્ડ એલેન્બરો કોર્ટ ઓફ ડિરેક્ટરના વિચારોથી ઉલટાજ વિચારો ધરાવતો હતો માટે તેને પાછો બોલાવી લીધો, અને સર હેન્રિ હાર્ડિંજને તેની જગ્યાએ મોકલ્યો.

## (૧૨) સર હેન્રિ હાર્ડિંજ ૧૮૪૪-૧૮૪૮.

એ એક અનુભવી શૂરવીર હતો. યુરોપમાં સ્પેન સાથના વિગ્રહમાં લડતાં તેનો એક હાથ કપાઇ ગયો હતો. એની સારી ચાકરીને માટે એને ઊમરાવની પદ્વી મળી હતી. એની કારકીર્દિમાં પંજાબ સાથનો (૧૮૪૫-૪૭) પેહેલો વિગ્રહ થયો, જેમાં એણે પોતાની ઘણી ચાલાકી વાપરી. એણે ઘણાએક સુધારાઓ કર્યા—બાળહત્યા, સતી અને મનુષ્યના ભોગ આપવાની કમકમાટ ભરેલી રસમો કાઢી નાંખી, વેપારને ઉત્તેજન આપ્યું, અને આગ્રાનો તાજમેહેલ સમરાવ્યો. ઇ. સ. ૧૮૪૮ માં ૪૨ મહિના રાજ્ય ચલાવી એ ઇંગ્લાંડ ગયો.

## (૧૩) અર્લ ઓફ ડેલહૌસી ૧૮૪૮-૧૮૫૬.

હિંદુસ્તાનના ગવર્નર જેનરલમાં એ મોટો ગણાયછે. એ મોટા મનનો, દયાળુ, અને સલાહને ચાહનાર હતો. એને પંજાબ સાથે બીજો (૧૮૪૮-૪૯) અને બ્રહ્મી લોક સાથે બીજો (૧૮૫૨-૫૩) વિગ્રહ કરવાની ફરજ પડી. આમાંની પેહેલી લડાઇમા પંજાબ પ્રાંત ૧૮૪૯ માં અને બીજીમાં પેગુ ૧૮૫૨ માં અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં. એ વતરોગે નાગપુર ૧૮૫૩ માં, અયોધ્યા અને તંજોર ૧૮૫૬ માં ખાલસા થયાં. એણે રાજ્યકારભારમાં ઘણા સુધારા કર્યા; નેહેરો બંધાવી, ગંગાની નેહેર જે હિંદુસ્તાનમાં સર્વેથી મોટી ગણાય છે, તે એણે ખોલી કરી. આગગાડીની સડકો એના વખતમાં નંખાઇ. ટપાલ ખાતામાં સુધારા કર્યા, અને તારો નંખાયા. સને ૧૮૫૩ માં બોર્ડ ઓફ કન્ટ્રોલના પ્રેસિડન્ટ સર ચાર્લસ ઉવુડને હાથે પાર્લામેન્ટમાં એક બિલ પસાર થયું, તેથી કમ્પનીના પટામાં કેટલાક અગત્યના ફેરફાર થયા:—

**ચાર્લસ ઉવુડનું બિલ.**

૧-ડિરેક્ટરની સંખ્યા ઘટાડી ૨૪ ની ૧૮ કરી, અને તેમાંના ૬ ગાદીપતિ તરફથી નિમવામાં આવ્યા.

૨-હિંદુસ્તાનને માટે કાયદા બાંધનારી એક સભા સ્થાપી.

૩-વૈદકખાતાંની અને સિવિલ સર્વિસની ચાકરીમાં જે કોઈ ઉમેદવાર ઠેરવેલી પરિક્ષામાં પસાર થાય તેને દાખલ કરવો.

૪–બંગાળા ઇલાકાની સરકાર માટે એક લેફ્ટનન્ટ ગવર્નર નિમ્યો.

લોર્ડ ડેલહૌસી ૧૮૫૬ માં પોતાનો અધિકાર છોડી ઇંગ્લાંડ ગયો અને ૧૮૬૦ માં માંદગીના સબબથી તે પોતાની ૪૮ વરસની વયે મરણ પામ્યો. એની સારી ચાકરીને માટે એને વરસ દહાડે ૫,૦૦૦ પૌન્ડનું પેન્શન મળ્યું. એની "એનેક્સેશન પોલિસિ" એટલે રાજ જોડી નાંખવાની રાજનીતિ કહેવાય છે.

## (૧૪) અર્લ કેનિંગ ૧૮૫૬–૧૮૬૨.

અર્લ કેનિંગ, અર્લ ઓફ્ ડેલહૌસીનો મિત્ર હતો. એના વખતમાં **ચીન** તથા ઇરાન જોડે લડાઈ થઈ ૧૮૫૬. બીજે વરસે (૧૮૫૭ માં) બંગાળાના લશ્કરના સિપાઇઓએ બળવો કર્યો, અને તે બળવો લગભગ આખા દેશમાં સળગી ઉઠ્યો. ૧૮૫૮ માં આ બળવો સમી ગયા પછી રાજમાં ઘણા ફેરફારો થયા; તેમાં મુખ્ય એ હતા કે ઇસ્ટ ઇન્ડિઆ કમ્પની જે રાજકારભાર ચલાવવાની હિંદુસ્તાનમાં સત્તા ભોગવતી હતી, તે સત્તા ઇંગ્લાંડના ગાદીપતિને મળી, અને ગવર્નર જેનરલને "વાઈસરોય"નો **રાજમાં ફેરફાર.** નવો ઈલકાબ મળ્યો. અર્લ કેનિંગ ૧૮૬૨ માં હિંદુસ્તાન છોડી સ્વદેશ ગયો, અને ત્યાં તેજ વરસમાં તે મરણ પામ્યો. એ છેલ્લો ગવર્નર જેનરલ તેમજ પેહેલો "વાઈસરોય" હતો.

## લોર્ડ એલ્જીન ૧૮૬૨–૬૩.

અર્લ કેનિંગ પછી લોર્ડ એલ્જીન વાઈસરોય થઈ આવ્યો. એના વખતમાં વાહાબી લોકે અંગ્રેજો સામે બંડ ઉઠાવ્યું, અને લૂટફાટ કરવા લાગ્યા, પણ થોડા વખતમાં અંગ્રેજી લશ્કરે તેમને મારી સરહદ ઉપર લૂટ ચલાવતા બંધ પાડ્યા. આ વાઇસરોય ૧૮૬૩ ના નવેમ્બર માસમાં મરણ પામ્યો.

**વાહાબી લોકનું બંડ.**

## લોર્ડ લોરેન્સ ૧૮૬૪–૧૮૬૯.

ત્રીજા વાઈસરોય (પંજાબનો રક્ષક) લોર્ડલોરેન્સે ૧૮૬૪–૬૯ સુધી રાજ્યકારભાર ચલાવ્યો. એના વખતમાં ભૂતાન અને એબિસિન્યા જોડે લડાઇઓ થઈ, તેમજ ૧૮૬૬ માં અયોધ્યા, બુંદેલખંડ અને ઉત્તર હિંદુસ્તાનમાં એક ભારે દુકાળ પડયો. એણે રૈયતને સુખી કરવાને ઘણાક ઉપાયો લીધા. ખેડુતોની હાલત સુધારી અને અફ્ગાનિસ્તાનમાં શેરઅલીને ત્યાંનો અમીર કબુલ કર્યો. લોર્ડ લોરેન્સ ૧૮૬૯ માં ઇંગ્લાંડ ગયો, ત્યાં એને એની સારી નોકરીને માટે ઉમરાવની પદ્વી મળી. આ વાઈસરોય ૧૮૭૯ માં મરણ પામ્યો.

**અયોધ્યા, બુંદેલખંડ, અને ઉત્તર હિંદુસ્તાનમાં ભારે દુકાળ ૧૮૬૬.**

## લોર્ડ મેઓ ૧૮૬૯–૧૮૭૨.

**ડયુક ઓફ એડિન્બરો આવ્યો ૧૭૬૯–૭૦.**

**લોર્ડ મેઓએ** રાજ્યનાં કેટલાંક ખાતાંઓમાં સુધારા કર્યા અને પુષ્કળ નેહેરો અને રેલવે બંધાવી. ૧૮૬૯–૭૦ માં નામદાર "ડયુક **ઓફ એડિન્બરો**" હિંદુસ્તાનમાં આવ્યો. ૧૮૭૨ માં **એંડામેન** ટાપુમાં ત્યાંના ગુનેહગારોની કેવી દેખરેખ ચાલે છે તે તપાસવાને લોર્ડ **મેઓ** ત્યાં ગયો ત્યારે એક **અ**ફગાન ખુનીએ તેને મારી નાંખ્યો.

## લોર્ડ નોર્થબ્રુક ૧૮૭૨–૧૮૭૬.

**મલ્હારરાવને પદભ્રષ્ટ કર્યો ૧૮૭૫.**

**પ્રિન્સ આફ વેલ્સ હિંદુસ્તાનખાતે આવ્યો ૧૮૭૫–૭૬.**

એના વખતમાં બંગાળામાં એક ભારે દુકાળ પડયો, પણ રાજ્ય તરફથી મોટી મદદ આપી એણે લાખોના પ્રાણ ઉગાર્યા. ૧૮૭૫ માં વડોદરાના રાજા **મલ્હારરાવ ગાયકવાડની** ઉપર કેટલાંક તોહોમત મુકાયાં; તેની તપાસ ત્રણ દેશી અને ત્રણ અંગ્રેજ ગ્રહસ્થો આગળ ચાલી. ત્રણે દેશીઓએ તે રાજાપર મૂકેલાં તોહોમતો ખોટાં છે એવો અભિપ્રાય આપ્યો, પણ ત્રણે અંગ્રેજોએ તેમનાથી ઉલટા વિચાર જણાવ્યા, તેથી લોર્ડ નોર્થબ્રુકે અંગ્રેજોના વિચારને મળતો થઇ ગાયકવાડને પદભ્રષ્ટ કર્યો, અને તેનાજ વંશના એક બાળકને આગલા રાજા **ખંડેરાવની** વિધવા **જમના**બાઇપાસે દત્તક લેવડાવી ગાદી આપી. ૧૮૭૫–૭૬ માં **પ્રિન્સ આફ વેલ્સ** હિંદુસ્તાનમાં આવ્યો, તે વખતે દેશીઓ તરફથી તેને ભારે આવકાર મળ્યો.

## લોર્ડ લિટન ૧૮૭૬–૧૮૮૦.

**"કેસરે હિંદ."**

**અફગાનિસ્તાન જોડે વિગ્રહ ૧૮૭૮–૮૦.**

**ગંદમક આગળ સંધિ.**

**લોર્ડ નોર્થબ્રુક** પછી **લોર્ડ લિટન** વાઇસરોય થઇને આવ્યો. એજ વરસમાં મહારાણી **વિકટોરિઆએ** "**કેસરે હિંદ**" પદ ધારણ કર્યું. આ માટે **દિલ્હીમાં** સર્વથી મોટું દરબાર ભરાયું. આ વાઈસરોયે કપડપરથી જકાત કાઢી નાંખી, અને દેશી પત્રો, ચોપાનિયાં વિગેરેનો કેટલોક હક છીનવી લીધો. એના વખતમાં ભારે દુકાળ પડયો, અને લાખોના જીવ ગયા. ઈ. સ. ૧૮૭૮–૮૦ સુધી **અ**ફગાનિસ્તાન જોડે (બીજો) વિગ્રહ થયો.—ત્યાંનો અમીર **શેર**અલ્લી રૂસલોક સાથે મળી ગયો, તેથી તેની સામે લડવાને લશ્કર મોકલ્યું. **શેર**અલ્લી નાસી ગયો, અને તેના છોકરા **યા**કુબખાંએ **ગંદમક** આગળ અંગ્રેજો સાથ સંધિ કરી, અને **બ્રિટિશ** અમલદારને કાબુલમાં રાખવાની પરવા-

નગી આપી. થોડા વખતમાં તે અમલદાર (સર લુઇ કેવેનરી) ને તેણે મારી નંખાવ્યો, તેથી તેની સાથે પાછી લડાઇ કરી તેને હરાવ્યો, અને હિંદુસ્તાનમાં બંધીવાન કરી આણ્યો.

## માર્કવિસ ઓફ રિપન ૧૮૮૦–૧૮૮૪.

આ વાઇસરોયે અફગાનિસ્તાન સાથની લડાઈનો અંત આણ્યો.

**કંદહારમાંથી અંગ્રેજી લશ્કર બોલાવી લીધું ૧૮૮૧.**

અમીર અબદુલ રહેમાનને ત્યાંનો અમીર કબુલ રાખ્યો, અને ૧૮૮૧ માં હિંદુસ્તાનનું તમામ લશ્કર કંદહારથી પાછું બોલાવી લીધું. આથી હિંદુસ્તાનમાં ભારે શાંતી થઇ. દેશીઓનું ભલું ઇચ્છનાર આ વાઈસરાયને પોતાનો ઓધ્ધો છોડતી વખતે હિંદુસ્તાનની પ્રજા તરફથી એટલું તો માન મળ્યું કે, એવું એના કોઈપણ પૂર્વાધિકારીને મળ્યું ન હતું.

## લોર્ડ ડફ્રિન ૧૮૮૫.

**બ્રહ્મદેશ ખાલસા કર્યો ૧૮૮૫–૮૬.**

એના વખતમાં રશિઆ જોડે કંઈક ખટપટ ચાલી, પણ તેનો સલાહસંપથી છેડો આવ્યો. બ્રહ્મ દેશના રાજાની માઠી ચાલને લીધે તેના રાજ્યપર હુમલો કર્યો અને થોડા વખતમાં તે દેશ તાબે કરી અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખ્યો. રાજાને પણ કેદ કરી હિંદુસ્તાનમાં આણ્યો. લોર્ડ ડફ્રિને આખા બ્રિટિશ હિંદુસ્તાન પર "ઇનકમ ટેક્સ" નાંખ્યો. રશિઆ અને અફગાનિસ્તનનાં રાજ્યની સરહદ નક્કી કરવાને જે "બૌન્ડરી કમિશન" નિમાયું હતું તેઓએ પોતાનું કામ ૧૮૮૭ માં પુરૂં કર્યું, અને અંગ્રેજ અમલદારોને અમીરે તેમની મેહનતને માટે ઘણાં માન સાથે કિંમતી ચાંદો બક્ષિશ કર્યાં.

આપણી કૃપાળુ મહારાણી વિક્ટોરિયાનું રાજ્ય પચાસ વર્ષ યથાસ્થિત ચાલ્યું તેની ખુશાલી (જુબીલી) ને માટે તા૦ ૧૬ મી તથા ૧૭ મી ફેબ્રુઆરી ૧૮૮૭ ના બે દિવસો તેહેવાર તરીકે આખા હિંદુસ્તાનમાં પાળવામાં આવ્યા હતા, અને પેહલે દિવસે સઘળે ઠેકાણે ભભુકદાર રોશની કરવામાં આવી હતી.

---

# પ્રકરણ ૧૨ મું.

## મહાન પુરૂષોની જીંદગીનો ટુંક હેવાલ.

### દુપ્લી.

દુપ્લી ચંદ્રનગરમાં ફ્રેન્ચ વેપારી હતો. એ ઘણો હોશિયાર હો-

વાથી ફ્રેન્ચ સરકારે ૧૭૪૨ માં એને પોન્ડિચરીનો હાકેમ નિમ્યો. એ શેહેરનો એણે અંગ્રેજો સામે ઘણી બાહાદુરીથી બચાવ કર્યો, તેથી એને માર્કવિસનો ખેતાબ મળ્યો. એની મૂળ ધારણા અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાની અને એ દેશપર ફ્રેન્ચ સત્તા વધારવાની હતી; આથી એણે અંગ્રેજોનાં થાણાં ઉપર ઘણી વખત હુમલા કર્યા પણ એમાં એ ફાવ્યો નહીં. ૧૭૫૦ માં એણે હૈદ્રાબાદ અને આર્કટમાં ગાદીના વારસા બાબતની લડાઈમાં ભારે હિંમત વાપરી અને ફ્રેન્ચ લોકો એની બાહાદુરીને લીધે હિંદુસ્તાનમાં સર્વેથી સરસ ગણાવા લાગ્યા. એણે ૧૭૫૦ માં મેળવેલી ફતેહથી ફુલાઇ જઇને એક શેહેર વસાવ્યું, અને તેનું નામ "દુપ્લી ફતેહઆબાદ" આપ્યું. દુપ્લીના પરાક્રમોથી એના શત્રુઓ એની અદેખાઇ કરવા લાગ્યા, અને એને ૧૭૫૪ માં ફ્રાન્સ પાછો બોલાવી લીધો, જ્યાં એની ઉપર ફ્રેન્ચ સત્તાનો ખરાબ ઉપયોગ કરવાનું તોહોમત મૂકીને એને કેદ કર્યો; ત્યાંથી એ ત્રણ વરસે છુટયો, અને ૧૭૬૪ માં ઘણી ગરીબી હાલતમાં દલગીરીથી એ મરણ પામ્યો. એની જગ્યાએ ગોધ્યુ હિંદુસ્તાનનાં ફ્રેન્ચ થાણાં પર ગવર્નર નિમાયો ૧૭૫૫. યુરોપીઅન અમલદારોના હાથ નીચે દેશીઓને કવાયત આપી તેમનું પેહેલવેહેલું એક સારૂં લશ્કર બનાવવાનું માન દુપ્લીને ઘટેછે.

## બુસ્સિ.

બુસ્સિ એક બાહાદુર ફ્રેન્ચ સરદાર હતો. એ ઇ. સ. ૧૭૧૮ મ જન્મ્યો હતો. એણે મરેઠાઓસામે બે વાર લડીને સલાબતજંગને મદદ કરી. ૧૭૫૩ માં એને નિઝામે ઉત્તર સરકાર, જેનો વિસ્તાર ૧૭,૦૦૦ ચોરસ મૈલનો છે, તે એની ચાકરીના બદલામાં આપ્યો; પણ થોડા વખતમાં અંગ્રેજ સરદાર કર્નલ ફ્રોર્ડે ફ્રેન્ચલોકોને હરાવીને તે જીતી લીધો. ૧૭૫૯ માં બુસ્સિએ વાંડિવાશ આગળ અંગ્રેજોપર હુમલો કર્યો, પણ તેમાં તે હારી ગયો, અને કેદ પકડાયો. થોડા વખતમાં તે છુટો થયો, અને પાછો અંગ્રેજો સામે લડવા અને ટીપુને મદદ કરવા માટે આવ્યો; પણ ૧૭૮૩ માં તેના આવી પોહોંચ્યા પછી બીજે દિવસે તે કર્ણાટકમાં મરણ પામ્યો.

## કૌન્ટ ડી લાલી.

કૌન્ટ ડી લાલી જાતનો આઇરિશ હતો, પણ ફ્રાન્સ જઈ ત્યાં એક લશ્કરી અમલદાર થયો હતો. એની હોશિયારી તથા બાહાદુરી જોઈને ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિઆ કમ્પનીએ એને પોન્ડિચરીનો હાકેમ બનાવ્યો. એણે હિંદુસ્તાનમાં આવી અંગ્રેજોનો ફોર્ટસેન્ટ દેવિડ જીતી લઈ તોડી નાંખ્યો. ૧૭૫૮. ત્યારપછી એણે એજ વરસે બુસ્સિને દક્ષિણમાંથી બોલાવી મદ્રા-

